# શિક્ષકોને સૂચના.

પ્રથમ ભૂગોળની મુખ્ય સંજ્ઞાઓ શિખવવા માટે બીજા ધોરણમાં છોકરાંને લઇ બહાર જોવા જવાનું શરૂ કર્યું હોય, તે આ ધોરણમાં પણ ચાલુ રાખવું. ગામની નજીક કોઇ સૂકાએલું તળાવ કે નદી હશે તો ચાલશે. તેમાંથી છોકરાંને ભૂશિર, ઉપસાગર, અખાત, બેટ, સરોવર, દ્વીપકલ્પ વગેરેના ત્રણ આકારો શિખવી શકાશે. કદાચ બહાર જવાનું શિક્ષકથી ન બને તો નિશાળની અંદર મોટા વાસણમાં અથવા જમીન ઉપર માટી અને પાણીની જુદી જુદી ગોઠવણોથી પણ તેવી સંજ્ઞાઓનું જ્ઞાન બાળકોને અપાશે. નજીકમાં ઉંચી જમીન હોય તો ડુંગરનો ખ્યાલ આપી શકાશે. આવી રીતે જમીનનાં જુદાં જુદાં સ્વરૂપોનું વર્ણન કરીને પછી તે સંજ્ઞાઓ નકશામાં બતાવવી.

ઉપર પ્રમાણે છોકરાઓ ભૂગોળની સંજ્ઞાઓ શિખશે, એટલે તેઓ નકશાનો ઉપયોગ પણ સમજીને કરશે. ચોપડીમાં વ્યાખ્યાઓનું જે ચિત્ર આપ્યું છે, તે જોવરાવવું; અને તેમાંથી ઉંચાણ નીચાણ સંબંધી જ્ઞાન આપવું. આને માટે બાળકોને બહાર તેડી જઇને ત્યાં જમીનના ઢાળ ઉપરથી વહેળાનું વહન બતાવવું કે, પાણીનો પ્રવાહ હમેશાં ઢળતી બાજુ તરફ વહે છે. જે મુલકમાં ડુંગરા પથરાએલા હોય છે, તેની સપાટી ઉંચી હોયછે, અને દરીઆની સપાટી સૌથી નીચી હોયછે. ગુજરાતના ઉત્તર અને પૂર્વ સીમાડા ઉપર અને કાઠિઆવાડના વચલા ભાગમાં ડુંગરાઓ આવેલા છે, તેથી તે ભાગની સપાટીઓ ઉંચી છે. આ ઉંચી સપાટીમાંથી નદીઓ વહેછે. ડુંગરો અને દરીઆ વચ્ચે જ્યાં અંતર ઓછું હોય છે, ત્યાં નદીઓ નાની હોય છે. કાઠિઆવાડમાં ગીર ને બરડાના ડુંગરો સમુદ્ર કિનારા પાસે આવવાથી તેમાંથી નીકળનારી નદીઓ નાની છે. જ્યાં ઉપલું અંતર વધારે હોય છે, તે વિભાગની નદીઓ લાંબી ને ઉંડી હોય છે, તેથી તેમાં વહાણો ચાલી શકે છે. સાબરમતી, મહી, નર્મદા, તાપી, ભાદર અને

શેત્રુંજીનાં મૂળ દરીઆથી છેટેના ડુંગરોમાં છે. આવી લાંબી નદીઓની વચ્ચેનો પ્રદેશ પણ સપાટ અને રસાળ હોય છે. ગુજરાતમાં ચરોતર ને વાકળ કાઠિઆવાડમાં ખારોપાટ ને નાઘેર સપાટ અને રસાળ છે. ઘણીખરી નદીઓ નીચાણમાં વહીને દરીઆને મળેછે; પરંતુ બનાસ ને સરસ્વતી કચ્છના રણમાં, તેમજ વઢવાણનો ભોગાવો ને લીંબડીનો ભોગાવો નળકાંઠામાં સમાઇ જાય છે. તેથી આ ભાગની સપાટી દરીઆની સપાટી જેટલી નીચી હોવી જોઇએ. તેથી ત્યાં જુના વખતમાં વખતે દરીઓ હોય એમ અનુમાન થાય છે. ચરોતર, વાકળ ને નાઘેરમાં પુષ્કળ વનસ્પતિ ઉગે છે. ગીર, પાંચાળ અને મેવાસમાં લાકડાની પેદાશ થાય છે. થળ, ચુંવાળ અને રણકાંઠામાં કપાસ થાય છે. વગેરે આવી રીતે અમુક વિભાગમાં અમુક પેદાશ કેમ થાય છે, તેનાં કુદરતી કારણો બતાવીને તે સંબંધી નાનાં અનુમાનો કઢાવવાં. દેશના ઉદ્યોગોની ખીલવટ ચોપડીમાંના અને નિશાળના નકશાની મદદથી શિખવવી; તે બાળકોની શક્તિ પ્રમાણે કહેવાથી તેમને ભૂગોળનો વિષય આનંદજનક લાગશે.

" સ્કેલ " શિખવવા માટે શિક્ષકે પાટીઉં જમીન ઉપર પાથરવું અને તેના ઉપર ચોપડી કે એવી નાની વસ્તુ મૂકીને ફરતી લીટીઓ કાઢવી; ને તે પ્રમાણે વિદ્યાર્થીઓ પાસે સ્લેટ ઉપર કરાવવું. પછી પેટી, કબાટ, ટેબલ, ઓરડો વગેરે મોટી વસ્તુઓ જે પાટીઆ ઉપર મૂકીને તેનો આકાર દોરી શકાય નહિ તેવી લેવી. આ વખતે બાળકો મુંઝાશે, ત્યારે શિક્ષકે કહેવું કે આવી વસ્તુનો આમ પાટીઆ ઉપર મૂકીને આકાર દોરાશે નહિ; પણ તે વસ્તુના કદનો અમુક ભાગ લઇને તેનો આકાર દોરવો પડશે. તેને માટે પ્રથમ છોકરા પાસે હરકોઇ મોટી વસ્તુની લંબાઇ પહોળાઇ મપાવવી, અને તેના મૂળ કદના જેટલામા ભાગનો આકાર દોરવો હોય તેટલામો ભાગ લંબાઇ પહોળાઇનો લઇને તેનું માપ પાટીઆ ઉપર માંડવું. દાખલા તરીકે જો મૂળ વસ્તુના બારમા ભાગનો આકાર દોરવો હોય તો તે વસ્તુની લંબાઇ પહોળાઇ જેટલા ફૂટ હોય તેટલા ઇંચ લઇને

આકાર દોરવો. આ પ્રમાણે મૂળ કદનો અમુક ભાગ લઈ મોટી વસ્તુનો આકાર-દોરી શકાય છે. આવી રીતે મૂળ કદને બદલે તેના કોઇ ભાગનો આકાર દોર્યો તેને સ્કેલ કહે છે, અને તે ઘણું કરીને એક ફૂટ પર ગણાયછે. મુખ્ય વાત ધ્યાનમાં એ રાખવી કે લંબાઇ પહોળાઇ બંનેના સંબંધમાં એકજ સ્કેલનો ઉપયોગ થવો જોઇએ; એટલે લંબાઇમાં મૂળ કદનો છઠ્ઠો ભાગ લીધો હોય તો, પહોળાઇમાં પણ છઠ્ઠોજ લેવો જોઈએ. સ્કેલ દોરવાને માટે લાકડાની ફૂટપટીઓ અનુકુળ પડે છે, તો તે વખતે બનતાં સુધી એ પટીઓ રાખવી. આવી પટીઓ બજારમાં વેચાતી મળે છે. કદાચ ન મળતી હોય તો નીચેના નમુના મુજબ જાડા કાગળની બનાવીને પાઠ શરૂ કરતાં પહેલાં શિક્ષકે બાળકોને બતાવવી, અને તે ઉપરના આંકડા અને કાપાની સમજ પાડવી.




આટલું થયા પછી ગુજરાતની ભૂગોળ શીખવવાનું શરૂ કરવું. પ્રથમ પોતાના સંસ્થાન કે જિલ્લાની ભૂગોળ વિશેષ હકીક્ત સાથે શિખવવી; પછી તેની પાસેના જિલ્લા કે એજન્સિથી માંડીને આગળ ચાલવું, અને ગુજ-રાતમાં શુદ્ધ ગુજરાતથી શરૂ કરવું. તેમાં આ ચોપડીના ક્રમ પ્રમાણે ચા-લવાની જરૂર નથી. ચોપડી એકજ ક્રમથી લખી શકાય, અને તે ક્રમ બધી નિશાળોને અનુકુળ હોઇ શકે નહિ; માટે પોતાને ફાવતો ક્રમ લઇને ભૂગોળ શિખવવી. તેમાં એટલું ધ્યાનમાં રાખવું કે સંબંધ તૂટવો ન જોઇએ.

ચોપડીમાં રાજકીય વિભાગોની પહેલાં પર્વતો, નદીઓ, કુદરતી વિ-ભાગો, વેપાર, રસ્તા, રાજપદ્ધતિ વગેરે બાબતો લખવામાં આવી છે; તે અનુક્રમે બાળકોને શિખવવાની કે પાઠે કરાવવાની જરૂર નથી. પણ જેમ જરૂર પડે તેમ તેની મુખ્તેસર બાબતો શિખવવી.

દેશ, પ્રાંત, જિલ્લા કે એજન્સિના વિસ્તારના અને વસ્તીના આંકડા આપ્યા છે તે બાળકોને પાઠે કરાવવા નહિ, પણ પોતાના જિલ્લા કે એજન્સિથી ક્ષેત્રફળ અને વસ્તીમાં અમુક પ્રાંત કે જિલ્લો કેટલો મોટો અથવા નાનો છે, તે જાણવા માટે આપ્યા છે તેથી કયો જિલ્લો કે એજન્સિ વસ્તીવાળાં કે ઉજડ છે તે જણાય છે, અને તે ઉપરથી દેશની આબાદી, વેપાર વગેરે બાબતોનાં સામાન્ય અનુમાન કઢાવી શકાશે. હમેશ કાળા પાટીઆ ઉપર ગુજરાતના નકશાની રૂપરેષા કાઢી રાખવી; જેનો પાઠ ચાલતો હોય તે તે સ્થળની હકીકત કહીને તેમાં જગા પુરતા જવી; સાથે સાથે પાટીઆ ઉપરનો નકશો અને દિવાલ ઉપર ચોઢવાના નકશાની સરખામણી કરતા જવી. તેમ કરવાને નકશા ઉપરની હદો લીંટીઓ અને મીંડાઓનો ઉપયોગ શિખવવો. પછી બની શકે તો આ નકશો વિદ્યાર્થી પાસે નોટબુકમાં કઢાવવો. તેની મદદ માટે આ ચોપડીમાં આપેલા નકશાની મદદ લેવી. પછવાડે સંક્ષિપ્ત વર્ણન અને મોટા અમલદારોની ઓળખાણ આપ્યાં છે તેની જેમ જરૂર પડે તેમ તેમાંથી લેતા જવું. એકંદરે બાળકોની શક્તિ અને જ્ઞાન પ્રમાણે પોતાના જિલ્લા કે એજન્સિનું વિશેષ જ્ઞાન અને બાકીના જિલ્લાઓનું સામાન્ય જ્ઞાન આપવું.



# ગુજરાતની સામાન્ય ભૂગોળ.

## ( ગુજરાત આવૃત્તિ. )

### ચાર દિશાઓ.

જે બાજુ તરફ સુરજ ઉગે છે, તે બાજુને **ઉગમણી** કે **પૂર્વદિશા** કહે છે, જે બાજુ તરફ સુરજ આથમે છે, તે બાજુને **આથમણી** કે **પશ્ચિમ દિશા** કહે છે.

પૂર્વ દિશા તરફ મોં રાખીને ઉભા રહેતાં ડાબા હાથ તરફ જે દિશા આવે તેને **ઉત્તર દિશા** કહે છે, અને જમણા હાથ તરફ જે દિશા આવે તેને **દક્ષિણ દિશા** કહે છે.




**ટીપ.**—ખૂણા શિખવવા માટે કાળા પાટીઆ ઉપર અથવા ભોંય ઉપર મોટો ચોરસ કાઢવો, અને તે ચોરસની બાજુ ઉપર દિશા પ્રમાણે નામ લખવાં, પછી તેના સામસામા કર્ણ સાંધીને ખૂણાની સમજણ પાડવી. બબ્બે દિશા વચ્ચે જે જે ખૂણા આવે તેનાં નામ બોલતાં અને લખતાં શિખવવાં.

---

### ચાર ખૂણાઓ.

પૂર્વ અને દક્ષિણ દિશા વચ્ચેના ખૂણાને **અગ્નિ કોણ** કહે છે.

દક્ષિણ અને પશ્ચિમ દિશા વચ્ચેના ખૂણાને **નૈર્ઋત્ય કોણ** કહે છે.

પશ્ચિમ અને ઉત્તર દિશા વચ્ચેના ખૂણાને **વાયવ્ય કોણ** કહે છે.

ઉત્તર અને પૂર્વ દિશા વચ્ચેના ખૂણાને **ઈશાન કોણ** કહે છે.

મુખ્ય ચાર દિશાઓ અને ચાર ખૂણાઓ મળીને આઠ દિશાઓ થાય છે તેમાં ઉપર **આકાશ** અને નીચે **પાતાળ** મળીને દશ દિશાઓ થાય છે.



**ટીપ**—બની શકે તો નિશાળના ઓરડામાં જમીન ઉપર હોકાયંત્ર પ્રમાણે ગોઠવીને પાસેની આકૃતિ જેવી મોટી આકૃતિ કાઢવી. જ્યારે દિશાઓની હકીકત કહેવી પડે, ત્યારે આ આકૃતિનો ઉપયોગ કરવાથી દિશાઓની સારી સમજ પડશે.

---

## વ્યાખ્યાઓ.

### જમીનના વિભાગોની વ્યાખ્યાઓ.

૧ પૃથ્વી ઉપરની કોરી જમીનના પાંચ મોટા ભાગ ઠરાવ્યા છે, તેને **ખંડ** કહેછે. તેનાં નામ **એશિઆ, યૂરોપ, આફ્રિકા, અમેરિકા,** અને **આસ્ટ્રેલિઆ.**

૨ જમીનનો મોટો ભાગ જેમાં એકજ ભાષા બોલનારા લોકો રહેતા હોય તેને **દેશ** કહે છે, જેમ કે હિંદુસ્તાન.

૩ દેશના જેટલા ભાગમાં રાજસત્તા પૂરેપૂરી હોય તેને **ઇલાકો** કહેછે.

૪ ઇલાકાના વિભાગને **પ્રાંત** કહેછે, જેમકે ગુજરાત.

૫ પ્રાંતનો નાનો ભાગ જે અંગ્રેજ સરકારનો ખાલસા હોય તેને **જિલ્લો** કહે છે, જેમકે અમદાવાદ જિલ્લો.

૬ દેશીરાજ્યોના જથા પાડી, તેના ઉપર અંગ્રેજ સરકારની દેખરેખ હોય તેને **એજન્સિ** કહે છે, જેમકે મહીકાંઠા.

૭ રાજકર્ત્તા જે શહેરમાં રહેતો હોય તેને **રાજધાની** કહે છે.

૮ જમીનના થોડા ઉંચા ભાગને **ટેકરો**, તેથી વધારે ઉંચા ભાગને **ડુંગર**, અને ડુંગરથી ઉંચો હોય તેને **પર્વત** કે **પહાડ** કહે છે.

૯ એક સરખી જમીનમાં ઘણા ગાઉ સુધી રેતી હોય તેને **રણ** કહેછે.

૧૦ ચારે બાજુએ પાણીથી વીંટાએલા જમીનના ભાગને **બેટ** કહે છે.

૧૧ જમીનના જે ભાગને ત્રણ બાજુએ દરીઓ હોય અને ચોથી બાજુએ જમીન હોય તેને **દ્વીપકલ્પ** કહેછે, જેમકે કાઠિઆવાડ.

૧૨ જમીનની અણી લાંબી વધીને સમુદ્રમાં ગએલી હોય તેને **ભૂશિર** કહેછે.

૧૩ જે શહેર દરીઆ કિનારે હોય, અને ત્યાં વહાણો મારફતે માલ અને માણુસો ચડતાં હોય તેને **બંદર** કહેછે, જેમકે ખંભાત.

## પાણીના વિભાગોની વ્યાખ્યાઓ.




૧૪ પૃથ્વી ઉપરના પાણીના પાંચ ભાગ ઠરાવ્યાછે, તેને **મહાસાગર** કહેછે. તેનાં નામ–**પાસિફિક, આટ્લાંટિક, હિંદી, ઉત્તર** અને **દક્ષિણ**.

૧૫ મહાસાગર કરતાં ખારા પાણીના નાના ભાગને **સમુદ્ર** કે **દરીઓ** કહેછે, જેમકે આરબી સમુદ્ર.

૧૬ સમુદ્રનો ફાંટો લાંબો થઇને જમીનમાં ગએલો હોય તેને **અખાત** કહેછે, જેમકે ખંભાતનો અખાત.

૧૭ પાણીનો જે ભાગ જમીનથી વીંટાએલો હોય, તેને **સરોવર** કહે છે; નાનું હોય તેને **તળાવ** કહે છે, જેમકે નળ સરોવર.

૧૮ મીઠા પાણીનો પ્રવાહ પર્વતમાંથી નીકળીને ઢળતી જગામાં થઇને સમુદ્ર કે રણને મળે તેને **નદી** કહે છે.

૧૯ નદી જે જગાએથી નીકળે તેને **મૂળ** અને જે જગાએ મળે તેને **મુખ** કહે છે.

૨૦ નાની નદી મોટી નદીને જે જગાએ મળે તેને **સંગમ** કહે છે.

૨૧ સમુદ્રને મળતાં પહેલાં જે નદીના મુખમાં સમુદ્રનું પાણી આવતું હોય તેને **ખાડી** કહે છે.

૨૨ ખેતરમાં પાણી લઈ જવાને માટે નદીમાંથી ફાંટો ખોદવામાં આવેછે, તેને **નહેર** કે **કૅનાલ** કહે છે, જેમકે હાથમતીની નહેર.

---

# ગુજરાતનું સામાન્ય વર્ણન.

ગુજરાત પ્રાંત આસપાસના બીજા દેશોથી કુદરતી રીતેજ છુટો પડેલો છે; અને તેમાં રહેનારા લોકો એકજ ભાષા બોલનારા તથા લગભગ સરખા રીતરિવાજ વાળા છે. તેમાં રહેનારા આપણે બધા ગુજરાતી કહેવાઇએ છીએ, અને ગુજરાતી ભાષા બોલીએ છીએ.

ઘણા જુના વખતમાં આ દેશમાં ગુર્જર નામના લોકોએ રાજ્ય સ્થાપ્યું, તે ઉપરથી આ પ્રાંતનું નામ **ગુજરાત** પડયું છે. પ્રથમ આ પ્રાંતમાં એકલા હિંદુ લોકો રહેતા, પણ પાછળથી પારસી, મુસલમાન ને ખ્રિસ્તિ લોકો આવી રહ્યા છે, અને તેઓ ગુજરાતી ભાષા બોલે છે.

**સીમા**—ઉત્તરે કચ્છનું રણ ને મારવાડ; પશ્ચિમે કચ્છનું રણ અને આરબી સમુદ્ર; દક્ષિણે આરબી સમુદ્ર ને મહારાષ્ટ્ર તથા પૂર્વે ખાનદેશ ને માળવા પ્રાંત આવેલા છે.

**વિસ્તાર***—આ પ્રાંતમાં ૫૫૦૦૦ ચોરસ માઇલ જમીન, અને ૯૫,૦૦,૦૦૦ માણસની વસ્તી છે.

---

*ક્ષેત્રફળનાને વસ્તીના આંકડાને પોતાના જિલ્લા કરતાં કેટલા ગણા છે તે કહેવરાવવું.

૯૫૨



**સામાન્ય વર્ણન**—ગુજરાતના નકશા તરફ નિહાળીને નજર કરીશું તો આ પ્રાંતના સ્વાભાવિક રીતે બે વિભાગ પડેલા હોય એમ દેખાશે. ખંભાતના અખાતની અને કચ્છના નાના રણની વચ્ચેનો સાંકડો જમીનનો ભાગ આ બે વિભાગોને જોડતો હોય એમ જણાય છે, તેથી આ પ્રાંતના **પૂર્વ** અને **પશ્ચિમ** એવા બે વિભાગ પડે છે. પૂર્વ વિભાગ જેની ઉત્તર પૂર્વ અને દક્ષિણ દિશા તરફ પર્વતની હારો આવેલી છે, તેથી આસપાસના બીજા દેશોથી આ વિભાગ જુદો પડે છે, માટે તેનું કુદરતી નામ **ખંડસ્થભૂમિ** પાડીશું. પશ્ચિમ વિભાગ તરફ જોઇશું તો તેની ત્રણ બાજુએ દરીઓ આવેલો છે, ને ચોથી બાજુએ પૂર્વ વિભાગ જોડે સાંકડી જમીનથી જોડાએલો છે, તેથી આ પશ્ચિમ વિભાગનું કુદરતી નામ **દ્વીપકલ્પ** પાડીશું.

૧ ખંડસ્થભૂમિને હમણાં શુદ્ધ ગુજરાત અથવા ઉત્તર વિભાગ [1]કહે છે. આશરે દોઢ હજાર વર્ષ પહેલાં ઉત્તરના દેશોમાંથી **ગુર્જર** નામે લોકો આવીને વસ્યા, અને રાજ્ય જીતી લીધું, ત્યારથી **ગુર્જરરાષ્ટ્ર** ( ગુર્જર લોકોનો દેશ ) ઉપરથી હાલનું ગુજરાત નામ પડયું છે. પછીના વખતમાં લોકો કાઠિઆવાડ સહિત ખંડસ્થભૂમિને ગુજરાત કહેતા હતા; પણ પાછળથી કાઠિઆવાડ જુદો પડવાથી ખંડસ્થભૂમિ એકલો ગુજરાત કહેવાયો. તેનેજ આપણે **શુદ્ધગુજરાત** કહીશું. આ વિભાગ એકજ રાજાના તાબામાં નથી, પરંતુ તેમાં અંગ્રેજી ખાલસા મુલક ને દેશી રાજાઓનાં ઘણાં સંસ્થાનો છે. અંગ્રેજી મુલકના વડા અધિકારીને **કમિશનર** કહે છે. દેશી રાજ્યો પણ અંગ્રેજ સરકારના તાબામાં છે. માટે તેમના ઉપર દેખરેખ રાખવાને સંસ્થાનોના જથા પાડીને **પોલિટિકલ એજંટો** અને **રેસિડેન્ટો** નીમવામાં આવેલા છે.

---

૧ મુંબઇ ઈલાકામાં અંગ્રેજ સરકારના ખાલસા રાજ્યના ૨૫ જિલ્લાઓ છે. તેના ચાર વિભાગ પાડયા છે. સિંધના ૬ જિલ્લાનો સિંધ વિભાગ ઠરાવ્યો છે. ગુજરાત, મહારાષ્ટ્ર અને દક્ષિણ મહારાષ્ટ્રમાં કુલ ૧૯ જિલ્લાઓ છે, તેમાં ઉત્તરના અંગ્રેજી ૭ જિલ્લા, પાલનપુર, મહીકાંઠા અને રેવાકાંઠાની એજન્સિઓ મળીને ઉત્તરવિભાગ કહેવાય છે.

૨. આ દ્વીપકલ્પનું અસલ નામ **સૌરાષ્ટ્ર** હતું, પણ હમણાં તેને **કાઠિઆવાડ** કહે છે. કારણ કે ચારસેં વરસ પહેલાં ઉત્તર તરફના દેશોમાંથી **કાઠી** નામે લોકોએ સવારી કરીને રાજ્યો સ્થાપ્યાં, ત્યારથી સૌરાષ્ટ્ર નામ બદલાઇને કાઠીઓનો વાડો એટલે કાઠિઆવાડ નામ પડયું છે. કાઠિઆવાડમાં એક રાજાનું રાજ્ય નથી, પણ ઘણાં દેશી સંસ્થાનો આવેલાં છે. હાલમાં આ બધાં સંસ્થાનો અંગ્રેજ સરકારના તાબામાં છે. માટે તેમના તરફથી એક અમલદાર દેખરેખ રાખે છે. તેને **એજંટ ટુ ધી ગવર્નર** એટલે ગવર્નરના એજંટ કહે છે.

---

# શુદ્ધ ગુજરાત.

## ઉત્તર વિભાગ કે ખંડસ્થભૂમિ.

**સીમા**—ઉત્તરે મારવાડ તથા મેવાડ; પૂર્વે આરાસુર પર્વત, ડુંગરપુર ને વાંસવાડાનાં સંસ્થાનો; દક્ષિણે ખાનદેશ ને નાશિક જિલ્લા, પશ્ચિમે ખંભાતનો અખાત, કાઠિઆવાડ અને કચ્છનું રણ છે.

---

**વિસ્તાર**—ઉત્તર દક્ષિણ લંબાઇ ૩૦૦ મૈલ, અને પૂર્વ પશ્ચિમ પહોળાઇ ૨૦૦ મૈલ છે. તેનું ક્ષેત્રફળ ૩૩૦૦૦ ચો. મૈલ, અને વસ્તી ૭૦,૦૦,૦૦૦ માણસની છે. આ વિભાગમાં પણ ત્રણ પ્રકારનાં રાજ્યો છે. ( ૧ ) અંગ્રેજ સરકારનું ખાલસા રાજ્ય, ( ૨ ) ગાયકવાડ સરકારનું રાજ્ય, ( ૩ ) બીજાં દેશી રાજ્યો.

**સામાન્ય દેખાવ**—ઉત્તર અને ઈશાન કોણની સરહદ ઉપર પર્વતો આવેલા છે, તેનો ઢાળ નૈઋત્ય કોણ તરફ છે, તેમાંથી જે નદીઓ નીકળે છે, તેનું વહેન તે દિશા તરફ છે. પૂર્વ દિશાએ આવેલા ડુંગરોનો ઢાળ પશ્ચિમ તરફ છે. તેમાંથી જે નદીઓ નીકળે છે, તે પશ્ચિમ તરફ વહે છે.

દક્ષિણે આવેલા ડુંગરોની હારોમાં પુષ્કળ જંગલો છે. મધ્ય ભાગ કેવળ સપાટ છે, તેમાં ઘણી નાની નદીઓ વહે છે. પશ્ચિમ ભાગમાં નદીઓના મુખથી ચીરાએલો દરીઆ કાંઠો છે.

ઉત્તર તરફની જમીન રેતાળ અને ખારી છે. ઈશાન અને પૂર્વ તરફની જમીન ધારોવાળી છે, તેથી તે બાજુ તરફ લાકડાંની પેદાશ થાય છે. મધ્ય ભાગની જમીન સપાટ અને તેમાં ઘણી નદીઓ વહે છે, તેથી ઘણી ફળદ્રુપ હોઇને ખેતીની પેદાશ ઘણી સારી થાય છે. પશ્ચિમ ભાગમાં નદીથી ઘસડાઈ આવેલો કાંપ કચરો ઠરે છે, તેથી તે જમીનમાં કપાસ તથા ફળફળાદિની પેદાશ બહુ થાય છે. એકંદરે જોતાં શુદ્ધગુજરાત બહુ રસાળ અને પૈસે ટકે આબાદ મુલક છે, તેથી કાચું સોનું પાકે છે, એમ કહેવાય છે.

---

## પર્વતો.

ગુજરાતના ઉત્તર પૂર્વ અને દક્ષિણ સીમાડા ઉપર પર્વતોની હારો આવેલી છે. મધ્ય ભાગમાં નથી. મુખ્ય પર્વતો નીચે મુજબ છેઃ—

**આબુ**—આ પર્વત ગુજરાતની છેક ઉત્તરે આવેલો છે. તે આરાવલી પર્વતની શાખા છે, તેના ઉપર જૈન લોકોનાં પ્રસિદ્ધ દહેરાં છે.

**આરાસુર**—આ પર્વત ગુજરાતની ઇશાન સરહદ તરફ આવેલો છે, તેમાં કોઈ કોઈ જગાએ આરસપહાણ નીકળે છે, તેથી આ પર્વતનું નામ આરાસુર પડયું હશે.

**પાવાગઢ**—આરાસુર પર્વતની દક્ષિણના ડુંગરાને પાવાગઢ કહે છે. એનું શિખર ૨૫૦૦ ફુટ ઉંચું છે. તેના ઉપરના કિલ્લાને હમેશાં પવનના ઝપાટા લાગ્યાં કરે છે, તેથી તેને **પવનગઢ** કે **પાવાગઢ** કહે છે.

**રાજપીંપળા કે સાતપુડા**—ગુજરાતની દક્ષિણે આ પર્વત આવ્યો છે. તે સહ્યાદ્રિ પર્વતની શાખા છે.

---

# નદીઓ.

આ વિભાગમાં ચાર મોટી નદીઓ છે, તેના મુખમાં થોડા મૈલ સુધી વહાણો ચાલી શકે છે, તેથી વેપારને થોડી મદદ મળે છે.

**સાબરમતી**—આબુપર્વતમાંથી નીકળીને ખંભાતના અખાતને મળે છે. આ નદીની લંબાઇ ૧૫૦ મૈલ છે. તેના કાંઠા ઉપર **સાદરા** અને **અમદાવાદ** છે.

**મહી**—ગુજરાતના પૂર્વના પર્વતમાંથી નીકળીને ખંભાતના અખાતને મળે છે. આ નદી ઘણી ઉંડી ને પહોળી છે; તેથી લોકો **મહીસાગર** કહે છે. કાંઠાની આસપાસના મુલકને મહીકાંઠો અને મેવાસ કહે છે.

**નર્મદા**—ગુજરાતની પેલી મેરથી નીકળીને આથમણી વહી ખંભાતના અખાતને મળે છે. આ નદી બધી નદીઓ કરતાં મોટી છે. તેની લંબાઈ મહી કરતાં બમણી છે. તેનું બીજું નામ રેવા છે. તેના મુખથી ૧૦૦ માઇલ સુધી વહાણો ફરી શકે છે. તેના ઉપર **ભરૂચ** છે.

**તાપી**—સાતપુડા પર્વતમાંથી નીકળીને આથમણી વહીને ખંભાતના અખાતને મળે છે. લંબાઈ ૪૫૦ માઇલ છે. ઉપર **સુરત** છે.

---

# નાની નદીઓ.

**બનાસ**—આબુપર્વતમાંથી નીકળીને કચ્છના રણમાં સમાઇ જાય છે. આ નદી ખારી જમીનમાં વહે છે. તેથી તેનું પાણી ખારૂં થઇ જાય છે. તેના ઉપર **રાંધનપુર** ને **ડીસા** છે.

**સરસ્વતી**—આબુ પર્વતમાંથી નીકળીને કચ્છના રણમાં સમાઇ જાય છે. આ નદીનો થોડો ભાગ પૂર્વ પશ્ચિમ વહે છે. તેટલા ભાગને લોકો પવિત્ર માની ત્યાં શ્રાદ્ધ સરાવે છે.

**હાથમતી**—આરાસુરના પર્વતમાંથી નીકળીને, સાબરમતીને મળે છે. તેના ઉપર **અમનગર** છે.

**વાત્રક**—આરાસુર પર્વતમાંથી નીકળીને, નૈઋર્ત્ય કોણુમાં વહીને સાબરમતીને મળે છે. તેના ઉપર **મેમદાવાદ** અને ખેડા છે.

**ઢાઢર**—પાવાગઢના ડુંગરમાંથી નીકળીને ખંભાતના અખાતને મળે છે. તેના ઉપર **આમોદ** ને **ટંકારીઆ** છે.

**અંબિકા**—સાતપુડાના ડુંગરમાંથી નીકળીને આરબી સમુદ્રને મળે છે, તેના ઉપર **ગણુદેવી** છે.

**અબ્રરંગા**—સલગાણુાના ડુંગરમાંથી નીકળીને આરબી સમુદ્રને મળે છે. તેના ઉપર **ધરમપુર** અને **વલસાડ** છે.

---

# વેપાર ઉદ્યોગ.

ગુજરાતમાં મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે. જમીન કસવાળી હોઇને દેશ આબાદ અને પૈસે ટકે સુખી છે. વેપાર પણુ એ પાકની જણુસોને ચાલે છે. ખનિજ પેદાશમાં ફક્ત આરાસુર પર્વતમાં કોઇ કોઇ જગાએ આરસ-પહાણુ નીકળે છે. મહીકાંઠામાં અરપોદ્રા ગામ આગળ અબરખની ખાણો છે; અને રેવાકાંઠામાં અકીકના પથરા જડે છે. મોટાં શહેરોમાં કેટલોક હુન્નરની બનાવટનો માલ બને છે. જેમકે અમદાવાદમાં સુતરાઉ ને રેશમી કાપડ; વીસનગરમાં તાંબાપિત્તળનાં વાસણુ, આતરસુંબામાં લોઢાનું કામ, પેથાપુરમાં છાયલ, કપડવંજમાં કાચ ને સાબુ, ખંભાતમાં અકીકના પથરા-ને સાફ કરવાનું કામ, સુરતમાં જરીકામ, ભરુચમાં સુજનીઓ ને દુ-વાલ, પેટલાદ ને ડભોઇમાં દેશી કાપડ, ગણુદેવીની દેશી ખાંડ, વગેરે ઠેકાણે માલ બને છે. આ સિવાય અમદાવાદ, વીરમગામ, વડોદરા, ભરૂચ ને સુરતમાં કાપડ વણુવાની કેટલીક મીલો છે. વળી કપાસની મોસમમાં ઘણુાંખરાં ગામો અને શહેરોમાં કપાસ લોઢવાનાં અને રૂને દાબવાનાં કાર-ખાનાં છે, તેનો ઉદ્યોગ ચાલે છે.

---

## રેલવે.

આ દેશમાં પહેલી રેલવે પચાસ વર્ષ પહેલાં બંધાઇ છે, ત્યારથી અત્યાર સુધીમાં ઘણી થઈ છે. આ પ્રમાણે થવાથી વેપારની તથા જવા આવવાની સવડ સારી થઈ છે. મુખ્ય રેલવેઓ નીચે મુજબઃ--

૧ **મુંબઈ વડોદરા અને મધ્યહિંદુસ્તાન રેલવે**--તે મુંબઇથી નીકળી સુરત, વડોદરા, નડિઆદ, અમદાવાદ ને વીરમગામ પાસેથી ખારાઘોડા સુધી જાય છે. એનો પાટો પાા ફુટ પહોળો છે, તેથી તેને બ્રોડગેજ કે પહોળા પાટાની રેલવે કહે છે.

૨ **રજપુતાના માળવા રેલવે**--

અ અમદાવાદથી મેસાણા ને પાલનપુર થઇને રજપુતાનામાં જાય છે.
બ આણંદથી ગોધરા થઇને રતલામ તરફ માળવામાં જાય છે.

૩ **તાપ્ટી વેલી રેલવે**-સુરતથી નંદુરબાર આગળ જાય છે.

૪ **ધોળકા પ્રાંતીજ રેલવે**-ધોળકાથી અમદાવાદ ને પ્રાંતીજ થઇ અમનગર સુધી જાય છે.

આ સિવાય ગાયકવાડ સરકારે પોતાના રાજ્યમાં રેલવેની ઘણી શાખાઓ કાઢી છે, તેમજ રાજપીપળા ને ખંભાત સંસ્થાને પણ પોતાની રાજધાનીઓ રેલવેથી જોડી છે.

## વહાણો ને આગબોટો.

ગુજરાતમાં દરીઆ કિનારો બહુ થોડો છે, તેમજ સાબરમતી, મહી, નર્મદા અને તાપી વગેરે નદીઓનાં મુખ પુરાઇ જવાથી બંદરી વેપાર બહુ ચાલતો નથી. મુંબઇથી કરાંચી સુધી જે આગબોટો આવ જા કરે છે, તે વલસાડ, બીલીમોરા, સુરત, ભરૂચ, ખંભાત ને ઘોલેરાનાં બંદરોમાં

લાંગરે છે. મુંબઈનું બંદર વધવાથી તેમજ રેલવેથી માલ અને મુસાફરીની સગવડતા થવાથી બીજાં બંદરોનો વેપાર કમી થતો જાય છે.

---

# राजकीय बंदोबस्त.

ગુજરાતમાં જુના વખતમાં રજપુત રાજાઓનું મોટું રાજ્ય હતું. ત્યારે રાજધાની **પાટણ** શહેરમાં હતી. રજપુત રાજ્ય તુટયા પછી મુસલમાની રાજ્ય થયું, ત્યારે **અહમદશાહ** પાદશાહે **અમદાવાદ** વસાવી ત્યાં રાજધાની કરી. મુસલમાનોની પડતીના વખતમાં ગુજરાતનો ઘણો ભાગ મરાઠાએ કબજે કર્યો હતો, થોડા ભાગમાં નાનાં રાજ્યો હતાં. મરાઠાનું રાજ્ય ૧૦૦ વર્ષ પહેલાં અંગ્રેજ સરકારે જીતવાથી અંગ્રેજી અમલ થયો. અંગ્રેજી રાજ્ય મોટું અને વિશેષ સલામતીવાળું હોવાથી, બીજાં રાજ્યો તેનાં તાબેદાર થયાં છે.

---

# अंग्रेजी राज्यनुं बंधारण.

આ પ્રાંતમાં અંગ્રેજ સરકારનું જેટલું ખાલસા રાજ્ય છે તેને **ઉત્તર વિભાગ** કહે છે. તેના ઉપરીને **કમિશનર** કહે છે, તે અમદાવાદમાં રહેછે. આ વિભાગમાં ૭ જિલ્લા છે. એ દરેક જિલ્લાના મુખ્ય અમલદારને **કલેકટર** કહે છે. તે પોતાના જિલ્લાની મહેસુલ એકઠી કરે છે, અને કેટલાક ગુન્હાનો ઇન્સાફ પણ કરે છે. આ સિવાય લોકોનાં ઉપયોગી કામો ઉપર દેખરેખ રાખે છે. જિલ્લાના તાલુકા કરેલા હોય છે, તેવા દરેક તાલુકામાં મુખ્ય અધિકારી **મામલતદાર** અને પેટા તાલુકામાં **મહાલકરી** હોય છે. તે તાલુકાની મહેસુલ એકઠી કરીને કલેકટરને મોકલે, અને નાના ગુન્હાનો ઇન્સાફ કરે છે. તેથી તે **માજિસ્ટ્રેટ** પણ કહેવાય છે. આ સિવાય તાલુકાની સામાન્ય દેખરેખ રાખે છે. તાલુકાના દરેક ગામમાં **તળાટી**

હોય છે, તે મહેસુલ ઉઘરાવીને મામલતદારને મોકલે છે, અને ખેતીની હકીકત લખી મોકલે છે.

તળાટી સિવાય દરેક ગામમાં **મુખી** (પોલીસપટેલ) હોય છે, તે બંદોબસ્ત રાખે છે. અને ગુન્હો બને તો પરગણાના **ફોજદારને** જાહેર કરે છે. ફોજદારના ઉપરીને **પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ** કહે છે. તે આખા જલ્લાનો બંદોબસ્ત રાખે છે.

લેણદેણના કજીઆ ચૂકવવાને એક કે બે તાલુકા વચ્ચે **મુન્સફ** નામે અમલદાર હોય છે; તેના ઉપરી જિલ્લાના જડજ હોય છે. આ જડજ સાહેબ જિલ્લામાં બધી જાતના ગુન્હાના ફેંસલા આપે છે.

તાલુકાના કસ્બામાં દવાખાનું હોય છે. તેનો ડાકતર માંદા માણસને દવા આપે છે, અને જિલ્લાના મુખ્ય શહેરમાં માંદાં માણસો રહી શકે એવું મોટું દવાખાનું હોય છે. તેના મોટા દાક્ટરને **સિવિલ સર્જન** કહે છે.

મોટા રસ્તા, પુલ, તળાવ અને સરકારી મકાનો વગેરે બંધાવવાને તથા સમારવાને જિલ્લામાં **ઇંજનેર** નામે અધિકારી હોય છે. તેના તાબામાં તાલુકાવાર **ઓવર્સીયર** હોય છે.

સરકારે રૈયતની કેળવણી માટે ઘણાં ગામોમાં નિશાળો ઉઘાડી છે. તાલુકામાં અંગ્રેજી નિશાળો અને મુખ્ય શહેરમાં હાઈસ્કૂલ હોય છે. આ નિશાળોની પરીક્ષા લેવાને **ડેપ્યુટી એજ્યુકેશનલ** ઇન્સપેકટરો જિલ્લાવાર નીમ્યા છે, અને આખા વિભાગની દેખરેખ રાખનાર તેના ઉપરીને **એજ્યુકેશનલ ઇન્સપેકટર** કહે છે.

શહેરો અને મોટા કસ્બાના લોકો રાજની બાબત જાણી શકે માટે સરકારે ૪૦૦૦ કરતાં વધારે વસ્તીવાળાં ગામોમાં **મ્યુનિસિપાલીટી** કે સુધરાઇખાતું સ્થાપ્યું છે. તે મંડળીઓ ગામનાં મોટા રસ્તા, તે ઉપરનાં ફાનસો, નિશાળો, દવાખાનાં અને લોકોની સુખાકારીની સંભાળ રાખે છે. તેને મામલતદાર અને કલેક્ટર સાહેબ સરકાર પાસેથી મદદ અપાવે છે.

---

# राजकीय विभागो.

| | | | |
|---|---|---|---|
| ૧ અમદાવાદ | જિલ્લો | મુખ્ય શહેર | અમદાવાદ. |
| ૨ ખેડા | ,, | ,, | ખેડા. |
| ૩ ખેડા | એજન્સિ | ,, | ખંભાત. |
| ૪ પંચમહાલ | જિલ્લો | ,, | ગોધરા. |
| ૫ પંચમહાલ | એજન્સિ | ,, | નારુકોટ. |
| ૬ ભરૂચ | જિલ્લો | | ભરૂચ. |
| ૭ સુરત | ,, | ,, | સુરત. |
| ૮ સુરત | એજન્સિ | ,, | ધરમપુર. |
| ૯ થાણા | જિલ્લો | ,, | થાણા. |
| ૧૦ પાલનપુર | એજન્સિ | ,, | પાલનપુર. |
| ૧૧ મહીકાંઠા | ,, | ,, | સાદરા. |
| ૧૨ રેવાકાંઠા | ,, | ,, | ગોધરા ને નાંદોદ |
| ૧૩ ગાયકવાડી રાજ્ય........ | | ,, | વડોદરા. |

---

# अमदावाद् जिल्लो.

આ જિલ્લો કાઠિયાવાડની પૂર્વે અને શુદ્ધગુજરાતની પશ્ચિમે છે, અને આ વિભાગના બધા જિલ્લાઓથી મોટો છે. તેનું ક્ષેત્રફળ ૩૮૦૦ ચો. મા. છે; પરંતુ આખો જિલ્લો એક જથ્થે નથી. પ્રાંતીજ અને મોડાસા તાલુકા મહીકાંઠામાં અને ધોધા તાલુકો કાઠિઆવાડમાં, તેમજ કેટલાંક ગામો ગાયકવાડી રાજ્યમાં છૂટાં છૂટાં આવેલાં છે.

આ જિલ્લાની વસ્તી ૮૨૫૦૦૦ છે. તેમાં મોટો જથ્થો હિંદુઓનો છે. જમીન ઘણેભાગે સપાટ છે, ફક્ત પ્રાંતીજ તાલુકામાં થોડા ડુંગરા

છે. મુખ્ય ધંધો ખેતીનો છે. પેદાશમાં ઘઉં જુવાર બાજરી ડાંગર ને કઠોળ થાય છે. કપાસ અને તલની પેદાશ પણ ઠીક થાય છે.



**જુમામસિદ–અમદાવાદ.**

**નદીઓ—સાબરમતી,** સુકભાદર, હાથમતી, મેશ્વો ને વાત્રક. સુકભાદરઃ–કાઠિઆવાડના ચોટિલા પર્વતમાંથી નીકળીને પશ્ચિમે ખંભાતના અખાતને મળે છે. તેના ઉપર રાણપુર ને ધંધુકા છે.

**તાલુકા**—ઉત્તરદસક્રોઇ, દક્ષિણદસક્રોઇ, વીરમગામ, પ્રાંતીજ ધોળકા ને ધંધુકા.

**પેટા તાલુકા**—મોડાસા, સાણંદ ને ઘોઘા.

---

## ૧ ઉત્તર દસક્રોઇ તાલુકો.

નદીઓ—સાબરમતી ને ખારી.

મુખ્ય ગામો—**અમદાવાદ,** અડાલજ, સરખેજ ને નરોડા.

**અમદાવાદ** ( ૨૨૫૦૦૦ ) આ જિલ્લાનું તથા ગુજરાતનું મુખ્ય શહેર છે. તેથી જિલ્લાના કલેકટર અને ઉત્તર વિભાગના કમિશનરનાં મુકામો અહીં છે. વળી અગાઉ મુસલમાન પાદશાહોની રાજધાની હતું, તેથી તેને **રાજનગર** કહે છે. અહીંનું રેશમી કાપડ જુના વખતથી વખણાય છે. હાલમાં કાપડ વણવાની મીલો ઘણી થવાથી સુતરાઉ કાપડને માટે પ્રખ્યાત છે. મુંબઈ, રજપુતાના અને ધોળકા પ્રાંતીજની રેલવેઓનું મોટું જંકશન થવાથી વેપાર ધમધોકાર ચાલે છે. જોવાલાયક મકાનો—જુમ્મામસિદ, શાહઆલમનો રોઝો, સ્વામીનારાયણનુંમંદિર, કાંકરીઉં તળાવ, ભદ્રનો કિલ્લો ને શાહીબાગ છે. **અડાલજ**માં પાદશાહી વાવ અને **સરખેજ**માં મહુંમદ બેગડાનો રોઝો જોવાલાયક છે.

**રેલવે સ્ટેશનો**—અમદાવાદ, સાબરમતી, આંબલીરોડ, અસારવા ને સરખેજ છે.

---

## ૧ સાણંદ પેટા તાલુકો.

નદી—સાબરમતી. મુખ્ય ગામો—સાણંદ ને ગોધાવી.

**સાણંદ**ની તમાકુ વખણાય છે, ને અહીં ઠાકોર રહે છે. આ પેટા મહાલ ઉત્તર દસક્રોઇ તાલુકાને તાબે છે.

રેલવે સ્ટે.—સાણંદ.

---

## ૨ દક્ષિણ દસક્રોઈ તાલુકો.

નદીઓ—સાબરમતી, મેશ્વો ને ખારી.

મુખ્ય ગામો—વટવા, કુહા, કાસિંદ્રા, હીરાપુર ને જેતલપુર.

**વટવા**નો રોઝો જોવાલાયક છે. **કાસિંદ્રા** ને **હીરાપુર**નો ગોળ વખણાય છે.

રેલવે સ્ટે.—બારેજડી ને વિંઝાલ.

---

## ૩ વીરમગામ તાલુકો.

મુખ્ય ગામો—**વીરમગામ,** પાટડી માંડળ દેત્રોજ ને ઓગણુ.

**વીરમગામ** ( ૨,૦૦૦૦ ) ગુજરાત ને કાઠિઆવાડની વચ્ચે રેલવેનું મોટું જંકશન છે. કપાસ પીલવાના અને કાપડ વણવાના સાંચા થવાથી વેપાર ધમધોકાર ચાલે છે. અહીં ગંગાસર ને મુનસર એ તળાવો છે, તે સિદ્ધરાજ જયસિંહે અને તેની માએ બંધાવ્યાં છે. **પાટડી** ( ૫૬૦૦ ) એ પાટીદાર ( કણબી ) તાલુકદારનો કસ્બો છે. એ તાલુકદારને અગાઉ મીઠાની પેદાશ બહુ થતી તેથી 'પાટડી સોનાની હાટડી' કહેવાતું હતું. **ખારાઘોડા**માં વડાગરૂં મીઠું પાકે છે. **માંડળ**માં જુની મસીદો તથા જૈન લોકોનાં મંદિરો છે. **ભોંયણી**માં જૈન લોકોની મોટી જાત્રા છે.

રેલવે સ્ટે.—વીરમગામ, પાટડી ખારાઘોડા ને દેત્રોજ.

હકીકત—આ મહાલમાં એકે નદી નથી, પણ ખેતીના ઉપયોગમાં આવે એવી નહેરો ખોદેલી છે. આખો તાલુકો સપાટ છે.

---

## ૪ પ્રાંતીજ તાલુકો.

નદીઓ—સાબરમતી, હાથમતી, વાત્રક અને મેશ્વો.

મુખ્ય ગામો—પ્રાંતીજ, ઓગણ, ધનસુરા ને ચોઇલા.

**પ્રાંતીજ** ( ૮૨૦૦ ) અહીં દેશી સાબુ બને છે, તે પરદેશ જાય છે. અમદાવાદથી અહીં સુધી રેલવે થવાથી વેપાર વધવા માંડયો છે. હાથમતી નદીમાંથી ઘણા મૈલ સુધી નહેર ખોદી છે, તેને બોખનો ખાડો કહે છે.

રેલવે સ્ટે.—પ્રાંતીજ.

---

## ૧ મોડાસા પેટામહાલ.

નદી—માજુમ. ગામ—**મોડાસા** ( ૭૫૦૦ ) કિલ્લાવાળું ગામ છે. અહીં લાકડાનો વેપાર તથા જંગલની વસ્તુઓનો વેપાર સારો ચાલે છે. આ પેટામહાલ પ્રાંતીજ તાલુકાના તાબામાં છે.

આ પેટામહાલ મહીકાંઠાની અંદર છૂટો છૂટો આવેલો છે. જમીન ડુંગરાળી છે. મુખ્ય પેદાશ લાકડાં છે.

---

## ૫ ધોળકા તાલુકો

મુખ્ય ગામો—ધોળકા, બાવળા, ચલોડા, કોઠ, ગાંગડ ને વૌઠા.

**ધોળકા** ( ૧૩૬૦૦ ) આ શહેર ઘણા જુના વખતમાં રાજધાની હતું, તેની આસપાસ આંબલીની ઝાડી છે. અહીં સિદ્ધરાજ જયસિંહની માએ ખોદાવેલું મલાવ તલાવ છે. **વૌઠા** પાસે સાબરમતી વાત્રક વગેરે સાત નદીઓનો સંગમ થાય છે, તેથી તે જગાએ મોટો મેળો ભરાય છે. **બાવળામાં** અનાજનો વેપાર સારો ચાલે છે.

રેલવે સ્ટે.—ધોળકા ને બાવળા. આ મહાલમાં એકે નદી નથી, પણ તળાવો ઘણાં છે.

---

## ૬ ધંધુકા તાલુકો.

નદીઓ—સુકભાદર, ગોમા, નીલકા ને ઉતાવળી.

મુખ્ય ગામો—ધંધુકા, ધોલેરા, રાણપુર, બરવાળા ને ભીમનાથ.

**ધંધુકા** ( ૧૦૦૦૦ ) અમદાવાદ જિલ્લામાં આ મોટો તાલુકો છે. તેની આસપાસના ભાગને **ભાલ** કહે છે; તેમાં કપાસ ને ઘઉંની પેદાશ સારી થાય છે. **ધોલેરા** ( ૭૫૦૦ ) ખંભાતના અખાતને કિનારે બંદર છે. હાલમાં દરીઓ પૂરાઇ જવાથી બંદરી વેપાર પડી ભાગ્યો છે. **રાણપુર** ( ૬૫૦૦ ) સુકભાદર ને ગોમા નદીના સંગમ ઉપર મોટો કસ્બો છે; અહીંઆ મોલેસલામ ગરાસીઆની વસ્તી ઘણી છે. **ભીમનાથ** નીલકા નદી ઉપર મહાદેવનું મોટું દેવાલય છે, તેની મોટી જાત્રા છે.

રેલવે સ્ટે.--રાણપુર ને કુંડલી.

આ તાલુકામાં ગરાસીઆનાં ઘણાં ગામો છે. તેમાં રાણપુર, ગાંફ વગેરે ગામોમાં ઘણા ગરાસીઆ છે.

---

### ૩ ઘોઘા પેટામહાલ.

મુખ્ય ગામ—ઘોઘા ( ૪૮૦૦ ) ખંભાતના અખાતને કિનારે બંદર છે. પાડોશમાં ભાવનગરનું બંદર વધવાથી અહીંનો વેપાર પડી ભાગ્યો છે. બારામાં એક દીવાદાંડી છે. આ તાલુકામાં પણ ઘણાં ગામો ગરાસીઆનાં છે. આ પેટામહાલ ધંધુકા તાલુકા નીચે છે.

---

## ખેડા જિલ્લો.



રણછોડરાયનું મંદિર-ડાકોર.

આ જિલ્લો મહી ને વાત્રક નદીઓની વચ્ચે, અને અમદાવાદ જિલ્લાની દક્ષિણે ને પૂર્વે આવેલો છે. ક્ષેત્રફળમાં અમદાવાદથી અડધો છે, વસ્તી ૭ લાખ એટલે પોણા કરતાં વધારે છે. બધા જિલ્લા કરતાં આ જિલ્લો ધાટી વસ્તીવાળો છે. લોકોનો મુખ્ય ધંધો ખેતી છે. પાકમાં તમાકુ, જીરૂં, વરીઆળી, ઘઉં ને બાજરી થાય છે. આ જિલ્લાની તમાકુ ઘણી વખણાય છે, તેથી પરદેશ બહુ જાય છે. ખેડુતો લેઉઆ કણબી છે, તેઓ પાટીદાર કહેવાય છે.

**નદીઓ**—સાબરમતી, મહી, ખારી, મેશ્વો, વાત્રક ને શેઢી.

**તાલુકા**—કપડવંજ, ઠાસરા, મેમદાવાદ, નડિઆદ, માતર, આણંદ અને બોરસદ.

---

## ૧ કપડવંજ તાલુકો.

નદીઓ—મહોર અને વરાસી.

મુખ્ય ગામો—કપડવંજ, કઠલાલ, આંત્રોલી, તોરણા, છીપડી ને લસુંદ્રા.

**કપડવંજ** ( ૧૩૦૦૦ ) ગુજરાતનું જુનું શહેર છે, અહીંઆં **વહોરા** મુસલમાન વેપારીની વસ્તી વધારે છે. તેઓ દેશી સાબુ તથા કાચ બનાવીને પરદેશ મોકલે છે. **લસુંદ્રા**માં ઊના પાણીના કુંડ છે.

હમણાં નડિઆદથી અહીં સુધી રેલવે થવાથી મુસાફરી કરવાની સગવડ થઇ છે, ને વેપાર વધ્યો છે. રેલવે સ્ટે.–કપડવંજ.

---

## ૨ ઠાસરા તાલુકો.

નદીઓ—મહી, શેઢી અને ગળતી.

મુખ્ય ગામો—ડાકોર, ઠાસરા, જનોડ, અંધાડી ને કાળસર.

**ડાકોર** ( ૮૦૦૦ ) રણછોડજીનું મોટું ધામ છે, ત્યાં આસો સુદ

૧૫ ( માણેકઠારી ) ઉપર મેળો ભરાય છે. **ઠાસરા** ( ૩૨૦૦ ) તાલુકાનું મુખ્ય ગામ છે, અહીંથી ઘાસ પરદેશ ચડે છે. રેલવે સ્ટે.–ડાકોર ને ઠાસરા.

---

### ૩ મહેમદાવાદ તાલુકો.

નદીઓ—વાત્રક, મેશ્વો, શેઢી અને ખારી.

મુખ્ય ગામો—ખેડા, મહેમદાવાદ, સિંહુજ, મહીજ ને રૂદણ.

**ખેડા** ( ૭૫૦૦ ) વાત્રક ને શેઢી નદીઓના સંગમ ઉપર આ જિલ્લાનું મુખ્ય શહેર છે. ત્યાં કલેકટર ને સિવિલ સર્જનનાં મુકામો છે. **મહેમદાવાદ** ( ૬૫૦૦ ) મહમુદ બેગડાએ વસાવેલું છે. ભમરીઓ કુવો જોવા જેવો છે. અને એ ગામ મુંબઈની રેલવેનું સ્ટેશન છે, ત્યાંથી ખેડા જવાય છે.

---

### ૪ નડિઆદ તાલુકો.

નદીઓ—મોહોર, શેઢી ને લુણી.

મુખ્ય ગામો—નડિઆદ, મહુધા, અલીણા, ઉતરસંડા ચકલાસી, નરસંડા ને વડતાળ.

**નડિઆદ** ( ૨૭૦૦૦ ) આ જિલ્લામાં મોટું શહેર છે. ત્યાં **સંતરામનું** મહોટું મંદિર છે, તથા માબાપ વિનાનાં નાનાં બાળકો માટે હિંદુ અનાથાશ્રમ છે; તે જોવા જેવું છે. **મહુધા**માં મુસલમાનની વસ્તી વધારે છે, અને ત્યાંની ખાદી વખણાય છે. **વડતાલ**માં સ્વામીનારાયણનું મોટું ધામ છે. આ તાલુકામાં ડાંગર, ઘઉં ને જવ થાય છે. તે સિવાય શેરડી, આદુ, વરીઆળી ને જીરૂં થાય છે.

---

### ૫ માતર તાલુકો.

નદીઓ—સાબરમતી, વાત્રક શેઢી ને ખારી.

મુખ્ય ગામો—માતર, રઢુ, લીંબાસી ને અલીંદ્રા.

**માતર**માં જૈન લોકોનું દહેરૂં જોવા જેવું છે.

---

### ૬ આણંદ તાલુકો.

નદી—મહી.

મુખ્ય ગામો—આણંદ, ઉમરેઠ, વાસદ, ઓડ, નાપાડ, બોરીઆવી ને સામરખા.

**આણંદ** ( ૧૦૦૦૦ ) આ તાલુકાનું મુખ્ય ગામ ને રેલવેનું મોટું જંકશન છે.

**ઉમરેઠ** ( ૧૩૦૦૦ ) નડિઆદથી બીજા નંબરનું વેપારનું શહેર છે. **વાસદ** પાસે મહી નદી ઉપર રેલવેનો મોટો લોઢાનો પૂલ છે, તે જોવા જેવો છે. રેલવે સ્ટે.-બોરીઆવી, વાસદ, ઉમરેઠ ને ભાલેજ છે.

---

### ૭ બોરસદ તાલુકો.

મુખ્ય ગામો—બોરસદ, અંકલાવ, નાવા, ભેટાસી, વીરસદ, રાસ, અલારસા ને પાલજ.

**બોરસદ** ( ૧૨૦૦૦ ) માં મામલતદારની કચેરી છે; ત્યાં ખ્રિસ્તિ ધર્મનું મોટું દેવળ છે. અહીંની તમાકુ વખણાય છે.

---

## खंभात संस्थान.

આ સંસ્થાન ખંભાતના અખાતની ઉત્તરે સાબરમતી ને મહી નદીઓની વચ્ચે આવેલું છે. ક્ષેત્રફળમાં બોરસદ તાલુકા કરતાં દોઢું પણ વસ્તીમાં અડધું છે. બંને નદીઓમાં ભરતીનાં પાણી ચઢી આવે છે, તેથી

પાણી ખારાં રહે છે; પણ દરેક ગામમાં તળાવ હોય છે, તેમાંથી લોકો પાણી પીએ છે.

મુખ્ય ગામો—ખંભાત, તારાપુર ને વરસડા.

**ખંભાત** ( ૨૮૦૦૦ ) અખાતને કિનારે રાજધાની છે. અહીં અકીકનું કામ સારૂં થાય છે, તથા સૂત્રફેણી વખણાય છે. રાજકર્તાને **નવાબ** કહે છે, તે જાતે મોગલ મુસલમાન છે. ખંભાત બંદરેથી લેવાતી જકાત-માંથી અંગ્રેજ સરકાર ભાગ લે છે. ખેડા જિલ્લાનો કલેકટર આ સંસ્થાનનો **પોલિટિકલ એજંટ** કહેવાય છે.

ખંભાતનું બંદર અસલ મોટું હતું, પરંતુ મહી ને સાબરમતી નદીઓનો કાંપ તેના મુખ આગળ અખાતમાં ઠરવાથી બારૂં પૂરાઈ ગયું છે, તેથી બંદરી વેપાર બહુ ચાલતો નથી, પણ આણંદ જંકશનથી રેલવે આવવાથી વેપારને અને મુસાફરીને બહુ સગવડતા થઇ છે.

---

# પંચમહાલ જિલ્લો.

આ જિલ્લો ખેડા જિલ્લાની પૂર્વે બે વિભાગમાં વહેંચાયલો છે. તેની વચ્ચે રેવાકાંઠા એજન્સિનું લુણાવાડા સંસ્થાન આવેલું છે. ક્ષેત્રફળમાં ખેડા જિલ્લાની બરાબર છે, પણ વસ્તી તેનાથી અડધી છે. આખો જિલ્લો જંગલોથી ભરપુર છે. પશ્ચિમ અને નૈઋત્યનો ભાગ રસાળ અને ખેડવા લાયક છે. તેમાં મકાઇ, જુવાર, બાજરી, બાવટો, કોદરા વગેરે હલકાં અનાજ થાય છે; અને તેનો વેપાર ચાલે છે. મુખ્ય વસ્તી ભીલ ને નાયકડા લોકોની છે. આ જિલ્લાના પહેલાં પાંચ મહાલ કે તાલુકા હતા, તેથી તેનું નામ પંચમહાલ પાડયું છે.

મુખ્ય પર્વતો—પાવાગઢ. તે ૨૫૦૦ ) ફુટ ઉંચો છે, તેના ઉપર મહાકાળી માતાનું મંદિર છે.

મુખ્ય નદીઓ—મહી ને પાનમ.

પાનમ—પાવાગઢના ડુંગરમાંથી નીકળીને મહીને મળે છે.

તાલુકા—ગોધરા, કાલોલ અને દાહોદ.

પેટા તાલુકા—હાલોલ ને ઝાલોદ.

---



પાવાગઢ પર્વત.

## ૧ ગોધરા તાલુકો.

મુખ્ય ગામો—ગોધરા ને સહેરા.

**ગોધરા** ( ૨૨૦૦૦ ) પંચમહાલ જિલ્લાનું મુખ્ય શહેર છે, તેની પાસે ગોધરક નામે તળાવ છે તેના ઉપરથી ગોધરા નામ પડયું છે. અહીં આ આણંદ જંકશનથી એક અને વડોદરાથી બીજી એમ બે રેલવેઓ

એકઠી થાય છે; અને ત્યાંથી માળવામાં જાય છે. અહીં લાકડાનો વેપાર સારો ચાલે છે. દુધીઆમાં ઊના પાણીના કુંડ છે.

---

## ૨ કાલોલ તાલુકો.

મુખ્ય ગામો—કાલોલ ને વેજલપુર.

**કાલોલ** ( ૪૫૦૦ ) તાલુકાનું મુખ્ય ગામ છે, ત્યાં મામલતદારની કચેરી ને દવાખાનું છે.

### ૧ હાલોલ પેટા તાલુકો.

મુખ્ય ગામો—હાલોલ ને કંજરી.

**હાલોલ** ( ૨૮૦૦ ) આ ગામ હાલુર નામે સુથારે વસાવ્યું હતું, તેથી તેનું નામ હાલોલ પડયું છે; તે ચાંપાનેરનું પરૂં હતું એમ કહેવાય છે. વડોદરેથી નીકળતી રેલવેનું સ્ટેશન છે, આ મહાલ કાલોલ તાલુકાને તાબે છે.

પર્વત—પાવાગઢ. રેલવે સ્ટે.—ચાંપાનેર ને હાલોલ.

---

## ૩ દાહોદ તાલુકો.

મુખ્ય ગામો—દાહોદ, ગાંગરડી ને જેસાવાડા.

**દાહોદ** ( ૧૪૦૦૦ ) એનું ખરૂં નામ દોહદ એટલે બે સીમાડા એવું છે. અહીં ગુજરાત ને માળવાની હદો મળે છે. વળી એમ પણ કહેવાય છે કે અસલના વખતમાં દધીચી ઋષિ અહીં થઇ ગયા છે, તેના ઉપરથી શહેરનું નામ પડયું હોય કારણ કે ત્યાં દધીમતી નામની નાની નદીછે; તેને કાંઠે દુધેશ્વર મહાદેવની જગા છે

---

### ૨ ઝાલોદ પેટા તાલુકો.

મુખ્ય ગામો—ઝાલોદ ને લીમડી.

**ઝાલોદ** ( ૬૦૦૦ ) આ મહાલ દાહોદ તાલુકાને તાબે છે.

---

# पंचमहाल एजन्सि.

આ એજન્સિ પંચમહાલ જિલ્લાની દક્ષિણે આવી છે, તે જંગલોથી ભરપુર છે. પેદાશમાં ફક્ત લાકડાં છે. મુખ્ય સંસ્થાન—**नारूकोट** છે, ને જાંબુઘોડામાં ઠાકોર રહેછે. આ સંસ્થાનની દેખરેખ પંચમહાલ જિલ્લાનો કલેકટર રાખે છે અને તેની કુલ ઉપજમાંથી અરધ ભાગ અંગ્રેજ સરકાર લે છે.

---

# भरूच जिल्लो.

આ જિલ્લો ખેડા જિલ્લાની દક્ષિણે અને ખંભાતના અખાતને પૂર્વ કિનારે આવેલો છે. વિસ્તારમાં પંચમહાલ જિલ્લા કરતાં થોડો નાનો છે; પણ વસ્તીમાં લગભગ સરખો છે. એટલે પંચમહાલ કરતાં આ જિલ્લામાં વસ્તી વધારે ઘાડી છે. વળી મહી, નર્મદા ઢાઢર અને કીમ નદીઓની વચગાળાના ભાગમાં તેના મુખ આગળ આવેલો છે. તેથી આ જિલ્લામાં નદીઓની રેલનો બધો કાંપ જમીન ઉપર ઠરે છે, તેને **ભાઠાની જમીન** કહે છે. તેમાં તમાકુ થાય છે. બાકીના ભાગમાં કાળી જમીન છે, તેમાં કપાસની પેદાશ ઘણી થાયછે, તેથી ઘણાં ખરાં ગામોમાં કપાસ લોઢવાનાં કારખાનાં હોય છે. થોડા ભાગમાં ઘઉંની નીપજ થાય છે. એ સિવાય જુવાર, તલ તુવેર, ને બાજરી એ થોડાં થાય છે.

**नदीओ**— મહી, નર્મદા, ઢાઢર ને કીમ.

**तालुका**—ભરૂચ, અંકલેશ્વર, વાગરા, આમોદ ને જંબુસર.

**पेटा महाल**—હાંસોટ.

---

### ૧ ભરૂચ તાલુકો.

મુખ્ય ગામો—**ભરૂચ**, શુકલતીર્થ, ઝાડેશ્વર, ચમારગામ ને પાલેજ

**भरूच** ( ૪૪૦૦૦ ) નર્મદા નદીને દક્ષિણ કિનારે પાઘડીપને ઘણું

જુનું શહેર છે. તેનું જુનું નામ **ભૃગુકચ્છ**, તે ઉપરથી ભરૂચ નામ પડેલું છે. તે ભૃગુઋષિએ વસાવેલું કહેવાયછે. નદીને કાંઠે ભૃગુઋષિનો આશ્રમ ને દશાસમેધની જુની જગાઓ જોવા લાયક છે. અહીં કપાસ પીલવાના અને રૂ કાંતવાના ઘણા સંચા છે. તેમજ શહેરમાં વણાટ કામ ઘણું સારૂં થાયછે તેમાં સુતરના જાડા ટુવાલ ને સુજનીઓ વણાય છે. **શુક્લતીર્થ** નર્મદા નદીને કાંઠે જાત્રાનું ઠેકાણું છે. તેની પાસે **કબીરવડ** નામે મોટો વડ છે, તે એવડો મોટો છે કે તેની નીચે ૫૦૦૦થી ૭૦૦૦ માણસો સમાઇ શકેછે. **ભાડભૂત** નર્મદા નદીને કાંઠે ભાડભૂતેશ્વર મહાદેવનું દહેરૂં છે. ત્યાં ભાદરવા માહિનામાં મેળો ભરાય છે. **પાલેજ** એ રેલવે સ્ટેશન છે, ત્યાં રૂનો વેપાર ઘણો ચાલે છે, તેથી ત્યાં કપાસ પીલવાનાં કારખાનાં ઘણાં છે. રેલવે સ્ટે.--ભરૂચ, ચમારગામ ને પાલેજ.

---

## ૨ અંકલેશ્વર તાલુકો.

નદીઓ—કીમ ને ઉમરાવતી.

મુખ્ય ગામો—અંકલેશ્વર, કતપુર, સીસોદરા ને ઇલાવ.

**અંકલેશ્વર** ( ૧૧૦૦૦ ) અહીંથી નાંદોદ સુધી સાંકડા માપની રેલવે જાય છે તેથી રાજપીપળામાંથી લાકડાં, મધ, મીણ વગેરે જંગલની પેદાશનો વેપાર સારો ચાલે છે. **ઇલાવ** કીમ નદીને કાંઠે ભરૂચ જિલ્લાના સીમાડા ઉપર છે.

---

## ૧ હાંસોટ મહાલ.

મુખ્ય ગામ--**હાંસોટમાં** ઘઉં ને જુવારની પેદાશ સારી થાય છે. આ મહાલ અંકલેશ્વર તાલુકાને તાબે છે.

---

## ૩ વાઘરા તાલુકો.

મુખ્ય ગામો—વાઘરા, દેહેજ, ગંધાર, વિલાયત ને લુહારા.

વાઘરા આ તાલુકાનું મુખ્ય ગામ છે. દેહેજ એ આડ બંદર છે. ગંધારમાં જૈન લોકોનું જુનું દહેરૂં જોવા જેવું છે.

---

### ૪ આમોદ તાલુકો.

નદી—ઢાઢર. ખાડીઓ—ગોવાળ ને રૂપારેલ.

મુખ્ય ગામો—આમોદ, કેરવાડા ને સરભાણ.

આમોદ ( ૪૪૦૦ ) ઢાઢર નદીને કાંઠે કસ્બો છે, ત્યાં દેશી ચપ્પુ ને અસ્ત્રા સારા થાય છે. ગામમાં ઠાકોર રહે છે, તેને સરકારે સરદારનો ખિતાબ આપેલો છે. કેરવાડા પણ ઠાકોરનું ગામ છે.

---

### ૫ જંબુસર તાલુકો.

નદીઓ—મહી ને ઢાઢર.

મુખ્ય ગામો—જંબુસર, ટંકારીઆ, દેહેગામ, ગજેરા, કાવી, ને સારોદ.

જંબુસર ( ૧૦૦૦૦ ) કિલ્લાવાળો કસ્બો છે, ત્યાં મોટા દાણાની રાક્ષ થાય છે. ટંકારીઆ, દેહેગામ ને કાવી એ આડ બંદરો છે. સારોદ એ ઠાકોરનું ગામ છે. વડોદરાથી માસરરોડ સુધી રેલવે આવી છે, અને ભરૂચથી અહીં સુધી રેલવેનું કામ શરૂ થયું છે. એને જંબુસર પાસે જોડી દેશે.

---

## सुरत जिल्लो.

આ જિલ્લો ભરૂચ જિલ્લાની દક્ષિણે અને અરબી સમુદ્રની પૂર્વ બાજુએ છે. વિસ્તારમાં ભરૂચ જિલ્લા કરતાં સવાયો છે, અને વસ્તીમાં બમણો છે, તેથી આ જિલ્લામાં વસ્તી ઘાડી છે. અહીંઆં ઘણી નદીઓ આવેલી છે તેને લીધે જમીનમાં બાગાયત પાક ઘણો થાય છે.

તે સિવાય જુવાર, કપાસ ને ડાંગરનો પાક બહુ થાય છે. ગાયકવાડી રાજ્યને લીધે આ જિલ્લાના ત્રણ કકડા થએલા છે. ઉત્તરના બે વિભાગોમાં **તાપી** નદી આવી છે, અને દક્ષિણના વિભાગમાં ઘણી નાની નદીઓ આવવાથી તે જમીન બહુ ફળદ્રુપ છે. આ જિલ્લામાં મુંબઇથી અમદાવાદ જનારી રેલવે આવે છે. તેમજ સુરતથી પૂર્વ તરફ **ટાપ્ટી વેલી રેલવે** નંદુરબાર તરફ જાય છે, તેથી સુરતના વેપારને ફાયદો થયો છે.

**નદીઓ—તાપી,** મીંઢોળા, પૂર્ણા, અંબિકા, અવરંગા, પાર કોલક ને દમણગંગા. તાપી સિવાય બીજી નદીઓ નાની છે.

**ડુંગરો**—પારનેરા ને ડુંગરી, એ બે નાના ડુંગરો છે.

**તાલુકા**—ચોર્યાસી, ઓરપાડ, માંડવી, બારડોલી, જલાલપુર, વલસાડ, ચીખલી ને પારડી.

---

## ૧ ચોર્યાસી તાલુકો.

સુરતની આસપાસનાં ૮૪ ગામો અગાઉ આ તાલુકામાં હતાં, તેથી તેનું નામ ચોર્યાસી પડયું છે. હાલમાં ૭૦ ગામો છે.

નદીઓ—**તાપી** ને મીંઢોળા.

મુખ્ય ગામો—**સુરત**, રાંદેર, કતારગામ, ભાઠા ને કુંભારીઆ.

**સુરત** ( ૧૧૫૦૦૦ ) તાપી નદીના ડાબા કિનારા ઉપર મોટું શહેર છે. અગાઉના વખતમાં હિંદુસ્તાનનું પશ્ચિમમાં મોટું બંદર ગણાતું હતું, પણ હમણાં નદીનું બારૂં પૂરાઇ જવાથી વહાણો આવી શકતાં નથી. અહીંઆં રેશમી કાપડ, ને જરીનો સામાન વખણાય છે, તેમજ બરફી, વાલ પાપડી ને જમણ, કિનખાબ, હાથીદાંત અને સુખડનાં કોતર કામને માટે પ્રખ્યાત છે. **રાંદેર** ( ૧૦૦૦૦ ) તાપીને જમણે કાંઠે સુરત ને સામે પાર છે, ત્યાંનાં બોર વખણાય છે. આ કસ્બો જુના વખતનો છે.

રેલવે સ્ટે.—સુરત.

---

## ૨ ઓરપાડ તાલુકો.

નદીઓ—કીમ ને તાપી. ખાડી—સેના.

મુખ્ય ગામો—ઓરપાડ, કુડસદ, ભગવાદાંડી, સુંહાલી, હજીરા, કીમ ને સાયણ.

**ઓરપાડ** ( ૫૦૦૦ ) બંદર છે, ત્યાંથી ઢોર ને લાકડાની નીકાસ થાય છે. **કુડસદ** એ અગાઉ તાલુકાનો કસ્બો હતો. **ભગવાદાંડી** એ બે બંદરો છે. **હજીરો** હવા ખાવાનું સ્થળ છે. **કીમ** ને **સાયણ**માં કપાસ લોઢવાનાં જીનો છે. રેલવે સ્ટે.—કીમ ને સાયણ.

---

## ૩ માંડવી તાલુકો.

આ જિલ્લાના બધા તાલુકા કરતાં મોટો છે, તેથી તેના સાત ટપા કર્યા છે.

નદીઓ—તાપી ને વેહ.

મુખ્ય ગામો—માંડવી, બહુધાન, ઘંટોલી, ને તડકેશ્વર.

**માંડવી** તાપી નદી ઉપર તાલુકાનું મુખ્ય ગામ છે. આસપાસ જંગલ હોવાથી અહીંની હવા તાવવાળી રહેછે. **બહુધાન** તાપી નદીને કાંઠે જાત્રાનું ઠેકાણું છે. ત્યાં બાર વર્ષે ( સિંહસ્થના વર્ષમાં ) જાત્રા ભરાય છે.

---

## ૪:બારડોલી તાલુકો.

નદીઓ—તાપી, મીંઢોળા ને પૂર્ણા.

મુખ્ય ગામો—બારડોલી, કડોદ, સરભોણ, વાલોડ, મોતા, દેગામ ને વાંકાનેર.

**બારડોલી** મીંઢોળા નદી ઉપર તાલુકાનું ગામ છે. **વાલોડ** પેટા મહાલ છે. **વાંકાનેર**ની ડાંગર વખણાય છે.

---

## ૫ જલાલપુર તાલુકો.

નદીઓ—પૂર્ણા ને અંબિકા. ખાડીઓ—કનાઇ, ભુટારા ને બંનેવ

મુખ્ય ગામો—જલાલપુર, મટવાડ, કાલીઆવાડી, અબ્રામા, અમલસાડ, કછોલી, આટ, બરસાડ, અષ્ટગામ ને સીસોદરા.

**જલાલપુર** પૂર્ણાનદી ઉપર તાલુકાનો કસ્બો છે.

રેલવે સ્ટે.—અમલસાડ.

આ તાલુકો પુર્ણા ને અંબિકા નદીઓ વચ્ચે આવેલો છે, આ જિલ્લાના બધા તાલુકા કરતાં વધારે ફળદ્રુપ છે. કેરી, અનનાસ, ફણસ ને કેળાં ઘણાં સારાં થાય છે.

---

## ૬. ચીખલી તાલુકો.

નદીઓ—અંબિકા, કાવેરી ને અવરંગા.

મુખ્ય ગામો—ચીખલી, દેગામ, ખેરગામ ને અલીપુર.

**ચીખલી** કાવેરી નદી ઉપર તાલુકાનું મુખ્ય ગામ છે.

રેલવે સ્ટે.—ચીખલી ને રાણકુવા.

---

## ૭ વલસાડ તાલુકો.

આ તાલુકો અંબિકા ને પાર નદીની વચ્ચે આવેલો છે,

નદીઓ—અંબિકા, કાવેરી, ખરેરા, અવરંગા ને પાર.

મુખ્ય ગામો—વલસાડ, ધરાસણા, છરવાડા, તીથલ, ભદેલી, માલવેણ ને કોસંબા.

**વલસાડ** ( ૧૬૦૦૦ ) કાવેરી નદીને કાંઠે બંદર છે. અહીંથી ઈમારતી લાકડાં અનાજ ને ગોળ બહાર ગામ જાય છે. **ધરાસણા** ને **છરવાડા** માં મીઠું પાકે છે. **તીથલ** હવા ખાવાનું ઠેકાણું છે.

રેલવે સ્ટે.—વલસાડ ને ડુંગરી.

---

### ૮ પારડી તાલુકો.

નદીઓ—પાર, કોલક ને દમણગંગા.

મુખ્ય ગામો—પારડી, બગવાડા, ઉદવાડા કુતા ને ઉમરસાડી.

**પારડી** પાર નદી ઉપર તાલુકાનું મુખ્ય ગામ છે. **બગવાડા** કોલક નદી ઉપર છે. **ઉદવાડા** માં પારસી લોકોની અગ્યારીનું મંદિર છે, તેથી ઘણા પારસીઓ ત્યાં જાત્રાએ જાય છે. **કુતા**માં કુતેશ્વર મહાદેવની જાત્રા છે. **ઉમરસાડી** પાર નદી ઉપર બંદર છે.

રેલવે સ્ટે.—ઉદવાડા ને પારડી.

---

## सुरत एजन्सि.

સુરત જિલ્લાના અગ્નિ ખુણામાં અડોઅડ આવેલાં ચાર સંસ્થાનોની એજન્સિ બનાવી છે. તેને સુરત એજન્સિ કહે છે; કારણ કે સુરત જિલ્લાનો કલેકટર આ એજન્સિનો પોલિટિકલ એજંટ છે. ક્ષેત્રફળમાં સુરત જિલ્લા જેવડી છે, પણ વસ્તી ત્રીજે ભાગે એટલે બે લાખ માણસની છે; કારણ કે એજન્સિના ઘણા ભાગોમાં જંગલો છે.

**મુખ્ય સંસ્થાનો**—સચીન, વાંસદા ધરમપુર ને દાંગ.

**નદીઓ**—તાપી, મીંઢોળા, અંબિકા, અવરંગા, પાર ને કોલક.

### ૧ સચીન રાજ્ય.

આ રાજ્યનાં ગામો ચોર્યાસી ને જલાલપુર તાલુકામાં છૂટાં છૂટાં આવેલાં છે. રાજકર્ત્તા જાતે હબસી મુસલમાન છે, તે **નવાબ** કહેવાય છે.

મુખ્ય ગામ—**સચીન**માં રાજાનો મહેલ જોવા જેવો છે. **ડુમસ** દરીઆ કિનારા ઉપર હવા ખાવાનું ઠેકાણું છે. બીજાં ગામો **ભીમપુર** ને **ઘોડાદરા** છે.

---

## ૨ વાંસદાનું રાજ્ય.

આ રાજ્ય સચીનથી વિસ્તારમાં ચાર ગણું પણ વસ્તીમાં બમણું છે. તેના ઘણા ભાગમાં જંગલો આવેલાં છે. રાજકર્ત્તા સોલંકી રજપુત છે તે **મહારાવળ** કહેવાય છે.

મુખ્ય ગામ—**વાંસદા** ( ૩૦૦૦ ) તે બીલીમોરાથી ઉગમણું ૨૫ મૈલ ઉપર છે.

અંબિકા નદીને કાંઠે ઉનાઈ માતાનું મંદિર ને ઊના પાણીના કુંડો છે, તેથી ત્યાં મોટો મેળો ભરાય છે.

મુખ્ય પેદાશ—લાકડાં છે.

---

## ૩ ધરમપુરનું રાજ્ય.

વાંસદા સંસ્થાનની દક્ષિણે આવેલું છે. આ એજન્સિનો અડધો ભાગ આ રાજ્યને તાબે છે. વસ્તી પણ અડધે ભાગે એટલે એક લાખની છે, રાજકર્ત્તા જાતે સિસોદીઆ રજપુત છે, તે **મહારાવળ** કહેવાય છે.

મુખ્ય ગામ—**ધરમપુર** ( ૪૦૦૦ ) વલસાડથી ૧૮ મૈલ ઉપર છે, ત્યાં સુધી પાકી સડક બાંધી છે. જુના વખતમાં આ શહેરને **રામનગર** કહેતા. બીજાં ગામો **રૂમલા, આછાવણી** ને **ગોલ્ડવલ** છે.

આ સંસ્થાનના ઘણા ભાગમાં જંગલો છે, તેથી હવા પાણી ખરાબ ગણાય છે. જંગલી પેદાશમાં ઇમારતી લાકડાં, મધ ને મીણ છે.

---

## ૪ ડાંગ રાજ્ય.

વાંસદાની પૂર્વે પર્વતમાં આ સંસ્થાન આવેલું છે. ક્ષેત્રફળમાં ધરમપુર કરતાં પોણું છે. પણ વસ્તી માત્ર ૧૫૦૦૦ ની છે. આખું રાજ્ય જંગલોથી ભરપુર છે. પેદાશ પણ તેની છે. રાજકર્ત્તા ભીલ સરદારો છે.

# થાણા જિલ્લો.

સુરત જિલ્લાની તેમજ ગુજરાતની દક્ષિણે આ જિલ્લો આવેલો છે. ખરી રીતે આ જિલ્લો ગુજરાતનો વિભાગ નથી, કારણ કે લોકોની બોલી રીતરિવાજ તથા તેની જાત વગેરે મહારાષ્ટ્રને મળતાં છે. ત્યાં ગુજરાતી ભાષા બોલાતી નથી, પણ મરાઠી બોલાય છે, છતાં તેને ઉત્તર વિભાગમાં ગણ્યો છે. તેનું ક્ષેત્રફળ અમદાવાદ જિલ્લાની બરાબર છે, પણ વસ્તી વધારે છે. પૂર્વ બાજુએ મોટો સહ્યાદ્રિ પર્વત આવેલો છે, તેથી તે તરફની ઘણી જમીન પથરાવાળી છે. પશ્ચિમ બાજુએ દરીઓ આવ્યો છે, તેથી તે તરફની જમીન ફળદ્રુપ છે. ગુજરાત કરતાં વરસાદ વધારે પડતો હોવાથી ડાંગરનો પાક બહુ થાય છે. દરીઆ કિનારે પાન, કેળાં, શેરડી ને આદુની પેદાશ થાય છે.

**પર્વત**—સહ્યાદ્રિ. **બેટ**—સાષ્ટી ને વસાઇ.

**તાલુકા**—ડાહાણું, માહિમ, વસઇ, સાષ્ટી, બીમડી, વાડે, શાહપુર, મુરબાડ ને કલ્યાણ, એ નવ છે.

**મુખ્ય શહેરો—થાણા** ( ૧૫૬૦૦ ) આ જિલ્લાનું મુખ્ય શહેર સાષ્ટી બેટમાં આવેલું છે. મુંબઇની પાસે હોવાથી લોકો હમેશા આવ જા કરે છે. **બાંદ્રા** ( ૨૨૦૦૦ ) મુંબઇથી નવ મૈલ છેટું છે, અહીં બીડી બનાવવાનાં ઘણાં કારખાનાં છે. **વસઇ** ( ૯૬૦૦ ) આ નામના બેટમાં શહેર છે ત્યાંનાં પાન અને કેળાં વખણાય છે. **માહિમ**નો હલવો વખણાય છે. **કલ્યાણ** ( ૧૨૦૦૦ ) જુના વખતમાં રાજધાનીનું શહેર હતું; અહીંથી મુંબઇથી એક રેલવે નાશિક થઇને કલકત્તા તરફ જાય છે અને બીજી રેલવે પૂના તરફ જાય છે. બોરાવલી સ્ટે. થી સાષ્ટી બેટમાં કનેરીની ગુફા દોઢ મૈલ છે. **ભાયંદર** ને **વસઈ** પાસે મીઠું પાકે છે.

# જવ્હાર સંસ્થાન.

થાણાજિલ્લાની અંદર કટારીને આકારે આ સંસ્થાન આવ્યું છે, તેનુ ક્ષેત્રફળ ખંભાતના રાજથી થોડું ઓછું છે. અને વસ્તી ૫૦૦૦૦ માણસની છે. રાજા કોળી જાતનો છે. વાંસદા સંસ્થાનની પેઠે આખા સંસ્થાનમાં જંગલો ને ડુંગરો છે. થાણા જિલ્લાનો કલેકટર અહીંનો પોલિટિકલ એ-જંટ છે, તેથી તે આ સંસ્થાનની દેખરેખ રાખે છે.

---

# દેશી રાજ્યો.

ગુજરાતનો નકશો જોવાથી જણાશે કે ઉત્તર વિભાગની પાડોશમાં દેશી રાજ્યો આવેલાં છે. તેના જથા પાડીને તેની એજન્સિઓ ઠરાવી છે. એવી સાત એજન્સિઓ ઉત્તર વિભાગના કમિશનર સાહેબના તાબામાં છે. ખંભાત, પંચમહાલ, સુરત ને જવ્હારની એજન્સિઓ નાની હોવાથી તેની દેખરેખ પાસેના જિલ્લાના કલેકટર રાખે છે, તેથી તેનું વર્ણન એ જિલ્લાની સાથે કર્યું છે. એ સિવાય **પાલનપુર, મહીકાંઠા** ને **રેવાકાંઠા** મોટી એજન્સિઓ છે, તેના ઉપર જુદા જુદા પોલિટિકલ એજંટો નીમ-વામાં આવ્યા છે. એ સિવાય પશ્ચિમ તરફ **કાઠિઆવાડ** નામે મોટો પ્રાંત છે, તેમાં ઘણાં દેશી રાજ્યો આવ્યાં છે. તેના ઉપર મુંબઇના ગવર્નર સાહેબ તરફથી **એજંટ ટુ ધી ગવર્નર** નામે જુદો અમલદાર નીમાય છે, તેને આપણા કમિશનર સાહેબ જોડે સંબંધ નથી. બાકી ગાયકવાડ સર-કારનું રાજ્ય રહ્યું તે ઉત્તર વિભાગના કમિશનરના તાબામાં નથી તેમ મુંબઇ સરકારના તાબામાં નથી, પણ હિંદુસ્તાનના વાયસરૉયના તાબામાં છે, માટે તેમના તરફથી એક જુદો એજંટ વડોદરામાં રહે છે.

પોલિટિકલ એજંટ પોતાની એજન્સિમાંના રાજાઓની દેખરેખ રાખે છે, અને રાજકીય ખટપટોના ચુકાદા આપી સલાહ શાંતિ રખાવે છે.

જો કોઈ રાજા બાળકુંવર મૂકીને મરી જાય તો તેના તાલુકાની સંભાળ રાખે છે, અને કુંવરને ભણાવે છે, તે પુખ્ત ઉંમરનો અને લાયક થાય ત્યારે તેનું રાજ પાછું સોંપે છે, તેમજ કોઇ રાજા દેણદાર થઇ ગયો હોય તોપણ તેનો તાલુકો કબજામાં લઇને તેનું કરજ ચૂકાવે છે. આ પ્રમાણે સંસ્થાનોની વ્યવસ્થા રાખે છે.

તાલુકાના વિસ્તારના પ્રમાણમાં સાત વર્ગ ઠરાવીને તેની ચડતી ઉતરતી સત્તા નક્કી કરી છે. પહેલા અને બીજા વર્ગના સંસ્થાનની બધી સત્તા તેના રાજાને હોય છે, તેથી તે પોતાના સંસ્થાનની રૈયતને ખૂનના ગુન્હા બદલ દેહાંત દંડની સજા કરે છે, તેમજ ગમે તેટલી રકમના દાવાનો ચૂકાદો કરે છે; રાજા પોતાના રાજનો કારભાર કરવાને મોટો અમલદાર રાખે છે, તેને **દિવાન** કે **કારભારી** કહે છે, તે રાજાની આજ્ઞા મુજબ રાજનો કારભાર કરે છે, અને પોલિટિકલ એજંટ તેમજ બીજાં રાજ્યો જોડે પત્રવહેવાર ચલાવે છે. ત્રીજા, ચોથા ને પાંચમા વર્ગના તાલુકદારોને એક બીજાથી ઉતરતી સત્તા નક્કી કરી છે, તેના ઉપરની સત્તા પોલિટિકલ એજંટને છે.

---

## पालनपुर एजन्सि.

ગુજરાતની છેક ઉત્તરે અને કચ્છના રણની પૂર્વે સૌથી મોટી આ એજન્સિ આવી છે, તે ક્ષેત્રફળમાં અમદાવાદ જિલ્લા કરતાં અઢીગણી છે, પણ વસ્તી પોણે ભાગે એટલે ૫૧૫૦૦૦ ની છે, કારણ કે, તેના ઘણા ભાગોમાં રેતીનાં મેદાનો છે, તેની જમીન ખારી છે, તેમાં ફક્ત ડાંગર ને કપાસ થાય છે. ઉનાળામાં સખ્ત તાપ પડે છે, તેથી પાણીની તંગાસ રહે છે.

**મુખ્ય પર્વત**—આરાવલી તે ઉત્તર સીમાડા ઉપર છે.

**મુખ્ય નદીઓ**—બનાસ ને સરસ્વતી.

**સંસ્થાનો**—મુસલમાન, રજપુત ને કોળીનાં મળીને ૧૩ છે.

મુસલમાનોનાં—પાલનપુર, રાધનપુર, વારાઇ ને તેરવાડા.

રજપુતોનાં—થરાદ, વાવ, સૂઇગામ દેવંદર ને સાંતલપુર.

કોળીનાં—ભાભર ને કાંકરેજ.

**મુખ્ય રાજ્યો**—**પાલનપુર** એ પહેલા વર્ગનું રાજ છે, તે સૌથી મોટું એટલે અમદાવાદ જિલ્લા જેવડું છે, રાજકર્ત્તા મુસલમાન છે, તેને **નવાબ** કહે છે. તેની રાજધાનીનું શહેર **પાલનપુર** ( ૧૭૨૦૦ ) છે. **ડીસા**માં અંગ્રેજી લશ્કરની છાવણી છે.

**રાધનપુર** પાલનપુરથી ત્રીજે ભાગે પહેલા વર્ગનું રાજ્ય છે. તેના રાજકર્ત્તા પણ **નવાબ** કહેવાય છે. તેની રાજધાની **રાધનપુર** (૧૨૦૦૦) છે. તે સિવાય મુખ્ય કસ્બા **સમી** ને **મુંજપુર** છે. મુખ્ય પેદાશ કપાસ ને સુરોખાર છે. આ બે સિવાય બીજાં સંસ્થાનો નાનાં છે; તે બધાંની દેખરેખ આ એજન્સિનો પોલિટિકલ એજંટ રાખે છે, તે પાલનપુરમાં રહે છે.

---

## महीकांठा एजन्सि.

પાલનપુર એજન્સિથી બીજા નંબરની આ એજન્સિ છે, તે ખેડા જિલ્લા કરતાં વિસ્તારમાં બમણી છે, પણ વસ્તી ૪૧૦૦૦૦ની છે. આ એજન્સિનો ઇશાન તરફનો ઘણો ભાગ ડુંગરા ને જંગલોથી ભરેલો છે, તેમાં ભીલ ને કોળી લોકો રહે છે. ખેતીની પેદાશ સારી થતી નથી. મુખ્ય પેદાશ બાજરી, મકાઇ ઘઉં ને કોદરા છે.

આ વિભાગમાં પ્રથમ **મહી** નદી આવેલી હતી. મહી નદીના કાંઠાનો મુલક તે મહીકાંઠો, પણ હાલની રાજ્ય વહેંચણમાંથી એ નદી નીકળી ગઇ છે, તોપણ નામ રહી ગયું છે. આ એજન્સિનો પોલિટિકલ એજંટ સાદરામાં રહે છે.

**પર્વતો**—આબુ ને આરાસુર.

**નદીઓ**—સાબરમતી, હાથમતી, મેશ્વો ને વાત્રક.

**મુખ્ય સંસ્થાનો**—ઇડર, દાંતા, પોળો, માલપુર, મોહનપુર ને આંબલીઆરા.

**રાજ્યો**—**ઇડર** આ એજન્સિમાં સૌથી મોટું અને પહેલા વર્ગનું રાજ્ય છે, આખી એજન્સિનો અરધો ભાગ તેના કબજામાં છે; મુલક ડુંગરાળ હોવાથી વસ્તી ઓછી છે. રાજકર્ત્તાને **મહારાજા** કહે છે. **ઇડર** (૮૦૦૦) રાજધાની છે, **અમનગર** હાથમતી નદીને કાંઠે કિલ્લાવાળો કસ્બો છે. **ખેડબ્રહ્મા** ને **શામળાજી** એ જાત્રાનાં ઠેકાણાં છે. **દાંતાનું** રાજ્ય **અંબાભવાની**ની જાત્રાને લીધે પ્રખ્યાત છે. **મોહનપુર** તાલુકામાં અડપોદરા ગામ પાસે અબરખની ખાણો છે. **પેથાપુર**નાં છાયલ ને બંદુક વખણાય છે. **સાદરામાં** ગરાસીઆના કુંવરોને ભણવા માટે કૉલેજ છે. આ સિવાય **આંબલીઆરા**, **માલપુર** ને **માણસા** એ નાનાં સંસ્થાનો છે. તે બધાની દેખરેખ પોલિટિકલ એજંટ રાખે છે.

---

# रेवाकांठा एजन्सि.

ગુજરાતની પૂર્વે અને દક્ષિણે આ એજન્સિ આવી છે. તેમાં બધાં મળીને ૬૨ રાજ્યો છે. તેમાંનાં કેટલાંક નર્મદા (રેવા) નદીની આસપાસ આવ્યાં છે. તેથી તેને રેવાકાંઠા એજન્સિ કહે છે. તે પંચમહાલ જિલ્લા કરતાં વિસ્તારમાં ત્રણ ગણી છે, ને વસ્તીમાં બમણી છે. મહીકાંઠાની પેઠે આ એજન્સિનો ઘણો ભાગ ડુંગરો ને જંગલો વાળો છે; તેમાં વાઘ, ચિત્તા, રીંછ, ડુક્કર વગેરે શિકારી જાનવરો થાય છે. ખેતીની પેદાશ થોડી થાય છે. તેમાં ડાંગર જુવાર મકાઇ ને ચણા થાય છે. જંગલની પેદાશમાં લાકડાં છે; અને ડુંગરમાંથી અકીક આરસ ને લાલરંગનાં કિંમતી પથરા નીકળે છે. પંચમહાલ જિલ્લાનો કલેકટર આ એજન્સિનો પોલિટિકલ એજંટ છે. તેનો મુકામ ગોધરામાં રહે છે.

**પર્વતો**—રાજપીપળા કે સાતપુડા.

**નદીઓ**—મહી, નર્મદા, કીમ, કરજણ ને પાનમ.

**મુખ્ય સંસ્થાનો**—રાજપીપળા, છોટાઉદેપુર, બારીઆ, લુણાવાડા, સુંથ ને વાડાસિનોર.

**રાજ્યો**—**રાજપીપળા** આ એજન્સિમાં મોટું રાજ્ય છે, તેનું ક્ષેત્રફળ પંચમહાલ જિલ્લા જેવડું છે, વસ્તી માત્ર ૧૪૦૦૦૦ માણસની છે. **નાંદોદ** ( ૧૧૦૦૦ ) કરજણ નદી ઉપર રાજધાની છે. રાજાએ અંકલેશ્વરથી અહીં સુધી રેલવે બાંધી છે, તેથી અહીંનો વેપાર વધ્યો છે. **ભાલોદ** નર્મદા નદી ઉપર જાત્રાનું ઠેકાણું છે. **છોટાઉદેપુર** ને **બારીઆના** રાજકર્તા એક જાતના રજપુત છે. તે **મહારાવળ** કહેવાય છે. **લુણાવાડા** ( ૧૦૦૦૦ ) એ સોલંકી રજપુતનું રાજ્ય છે. તે **મહારાણા** કહેવાય છે. **વાડાસિનોર** ( ૮૦૦૦ ) એ બાબી મુસલમાનનો તાલુકો છે. રાજકર્તાને **નવાબ** કહે છે. સુંથ સંસ્થાનનો બીજો કસ્બો **રામપુર** છે, તેથી તે **સુંથરામપુર** કહેવાય છે. આ સિવાય **ભાદરવા, સંજેલી** ને **વજીરીઆ** એ નાનાં સંસ્થાનો છે.

---

## ગાયકવાડી રાજ્ય.

અંગ્રેજી રાજ્યના જિલ્લાઓ અને એજન્સિઓની વચ્ચે છૂટું છૂટું આ રાજ્ય આવેલું છે. તે ગુજરાતનાં બધાં દેશી રાજ્યો કરતાં મોટું છે. તેથી તે મુંબઇ સરકારના તાબામાં નથી. પરંતુ દિલ્હીના વાયસરૉયના તાબામાં છે તેથી હિંદુસ્તાનની સરકાર તરફથી એક રેસિડેન્ટ વડોદરામાં રહે છે.

આ રાજ્યનો વિસ્તાર ઉત્તર વિભાગના અરધ કરતાં વધારે એટલે ૮૨૦૦ ચો. મા. છે; અને વસ્તી વીશ લાખ માણસની છે. રાજકર્તા જાતે મરાઠા હિંદુ છે, તેને **મહારાજા ગાયકવાડ** કહે છે. હાલના મહા-

રાજા સયાજીરાવ ગાયકવાડ સુધરેલા ને વિદ્વાન છે. રાજનો કારભાર અંગ્રેજી રાજની માફક સુધરેલી રીતે ચલાવે છે; ફક્ત અમલદારોનાં નામોમાં ફેર છે. જેવા કે કલેકટરને સુબા, મામલતદારને વહીવટદાર અને વસુલાતી ખાતાના ઉપરીને સરસુબા કહે છે. રાજ્યના સૌથી મોટા અમલદારને દિવાન કે પ્રધાન કહે છે.

ગાયકવાડ સરકારે આખા રાજ્યમાં અને ફરજીઆત કેળવણી મફત આપવાનો ધારો કર્યો છે. મોટાં શહેરોમાં અંગ્રેજી નિશાળો અને હુન્નર શાળાઓ કાઢી છે. વળી અંગ્રેજી રાજની માફક રૈયતને સ્વરાજ્યનો હક આપ્યો છે; તેથી શહેરો ને કસ્બાઓમાં મુનિસિપાલ કમીટીઓ નીકળી છે, અને લોકો ધારાસભા મારફત પોતાની હકીકત મહારાજાને જાહેર કરી શકે છે.

આખું રાજ્ય એક જથે આવ્યું નથી, પણ ઘણે ભાગે વહેંચાયલું છે. તેના ચાર પ્રાંતો ઠરાવેલા છે, તેનાં નામ (૧) કડી પ્રાંત, (૨) વડોદરા પ્રાંત ( ૩ ) નવસારી પ્રાંત અને ૪ અમરેલી પ્રાંત.

---

## કડો પ્રાંત.

આ પ્રાંત અમદાવાદ જિલ્લાની ઉત્તરે અને પાલનપુર એજન્સિની દક્ષિણે આવ્યો છે. વસ્તી અને ક્ષેત્રફળમાં અમદાવાદ જિલ્લાની બરાબર છે. ગાયકવાડી રાજ્યમાં આ પ્રાંત મોટામાં મોટો છે, તેમજ સારી હવા વાળો ગણાય છે. તેમાં અનાજ ને ઢોરની પેદાશ સારી થાય છે. થોડો ભાગ રેતીવાળો છે. તેના બધા તાલુકાઓમાં રેલવેની શાખાઓ કાઢી છે તેથી વેપાર વધ્યો છે, અને મુસાફરી કરવાની સગવડ થઇ છે.

**નદીઓ**—અનાસ, સરસ્વતી, સાબરમતી, રૂપેણ અને વાત્રક.

**મુખ્ય શહેરો-પાટણ** ( ૩૧૦૦૦ ) આ પ્રાંતમાં મોટું અને જુનું શહેર છે. અસલ ગુજરાતના રજપુત રાજાઓની રાજધાની હતું. તે વનરાજ ચાવડાએ વસાવેલું કહેવાય છે. અહીં જુના વખતનાં ઘણાં ખંડેરો દીઠામાં આવે છે. અહીંનાં પટોળાં ને માટીનાં વાસણો વખણાય છે. **સિદ્ધપુર** ( ૧૫૦૦૦ ) સરસ્વતી નદીના ડાબા કાંઠા ઉપર જાત્રાનું ઠેકાણું

છે, ત્યાં રૂદ્રમાળના દહેરાનું ખંડેર છે. **વડનગર** ( ૧૪૦૮૦ ) એ જુનું શહેર વડનગરા નાગર બ્રાહ્મણનું મૂળ સ્થાન છે. **વિસનગર** ( ૧૭૦૦૦ ) નાં તાંબા પિત્તળનાં વાસણો તથા હળદર વખણાય છે. **વિજાપુરમાં** અફી-ણની પેદાશ સારી થાય છે. **મહેસાણા** રેલવેનું મોટું જંકશન છે. **કડીના** બળદ વખણાય છે. **આતરસુંબામાં** લુહારકામ સારૂં થાય છે. **બેચરમાં** બહુચરાજી માતાની જાત્રાનું ઠેકાણું છે.

---

## વડોદરા પ્રાંત.

આ પ્રાંત ખેડા અને પંચમહાલ જિલ્લાની દક્ષિણે ભરૂચ જિલ્લાની પૂર્વે અને રેવાકાંઠા એજન્સિની ઉત્તરે આવેલો છે. વિસ્તારમાં ખેડા જિલ્લા કરતાં સવાયો, પણ વસ્તીમાં બરાબર છે. આ પ્રાંતની વસ્તીનો ઘણો ભાગ સપાટ છે. ફક્ત પૂર્વ તરફ ડુંગરો છે. સોજીત્રા અને પેટલાદ તાલુકા ખેડા જિલ્લામાં આવ્યા છે; તેમાં તથા પશ્ચિમના ભાગમાં તમાકુ, કઠોળ ને કપા-સની પેદાશ ઘણી થાય છે. મુંબઈથી આવતી મોટી રેલવે સિવાય બીજી રેલવે શાખાઓ ગાયકવાડ સરકારે બાંધી છે.

**નદીઓ**—મહી, નર્મદા, વિશ્વામિત્રી ને ઢાઢર છે.



લક્ષ્મિવિલાસ રાજમહેલ-વડોદરા.

**મુખ્ય શહેરો—વડોદરા** ( ૧૦૦૦૦૦ ) વિશ્વામિત્રી નદી ઉપર આ પ્રાંતની અને આખા રાજ્યની રાજધાની છે. શહેર રોનકદાર મકાનોને લીધે સુંદર દેખાય છે. ગાયકવાડ સરકારનો **લક્ષ્મીવિલાસ** રાજમહેલ, તથા સંગ્રહસ્થાન જોવા જોગ છે. હુન્નર શિખવવાને કલાભવન છે. શહેરમાં પાણી પૂરૂં પાડવા માટે દશ મૈલ ઉપર મોટું તળાવ બાંધીને તેમાંથી નળ આણ્યા છે. **ડભોઈ** ( ૧૪૦૦૦ ) નો કિલ્લો જોવા જેવો છે. **ચાણોદ** અને **કર્નાળી** એ નર્મદા નદી ઉપર જાત્રાનાં ઠેકાણાં છે. **પેટલાદ** અને **સોજીત્રા**માં દેશી કાપડ વખણાય છે.

---

## नवसारी प्रांत.

આ પ્રાંત રેવાકાંઠા એજન્સિની દક્ષિણે સુરત જિલ્લાની વચ્ચે આવેલો છે. તે વિસ્તારમાં સુરત જિલ્લા કરતાં સવાગણો છે પણ વસ્તી તેનાથી અડધી છે; કારણ કે તેનો પૂર્વ વિભાગ જંગલો ને ડુંગરોથી ભરેલો છે. તેથી તેનાં હવા પાણી ખરાબ છે. જંગલોમાં લાકડાં ને મહુડાંની પેદાશ થાય છે. પશ્ચિમ વિભાગની જમીન ફળદ્રુપ છે. તેમાં શેરડી, આંબા, ફણસ વગેરે મેવો થાય છે. મુંબઇની રેલવે સિવાય તાપ્ટી વેલી રેલવે આ પ્રાંતના પૂર્વ ભાગમાં જાય છે.

**નદીઓ**—તાપી, પૂર્ણા ને અંબિકા.

**મુખ્ય શહેરો—નવસારી** ( ૨૧૦૦૦ ) આ પ્રાંતનું મુખ્ય શહેર છે. તેમાં પારસીઓની વસ્તી વધારે છે. **ગણદેવી**નો ગોળ વખણાય છે. **બીલીમોરા** નાનું બંદર છે. **વ્યારા** ને **સોનગઢ**માં ધાણુકા નામની અનાર્ય જાતિ વધારે છે, તેમને ભણાવવા માટે બોર્ડિંગ સ્કૂલો છે.

---

## अमरेली प्रांत.

આ પ્રાંતની હકીકત કાઠિઆવાડ સાથે આવશે.

---

# કાઠિયાવાડ.

ઉત્તર વિભાગ ને ગાયકવાડી રાજ્યની ભૂગોળ શીખ્યા પછી આપણે કાઠિઆવાડની ભૂગોળ શીખીએ. કચ્છનું રણ અને ખંભાતના અખાતની પશ્ચિમ તરફ જઇએ તો કાઠિઆવાડ આવે છે; તેને બરાબર જોઇએ તો તેની ત્રણ બાજુએ દરિઓ છે, અને ઉગમણી તરફ અમદાવાદ જિલ્લાથી ગુજરાત સાથે જોડાયલો છે. તેથી દ્વીપકલ્પ કહેવાય છે. તે વિસ્તારમાં ઉત્તર વિભાગ કરતાં દોઢ ગણો છે. પણ વસ્તીમાં માત્ર પોણો છે; એટલે અંગ્રેજી રાજ્ય કરતાં વસ્તીનું પ્રમાણ અડધું છે.

**સામાન્ય દેખાવ**—કાઠિઆવાડના નકશા તરફ નજર કરીશું તો તેના વચલા ભાગમાં ડુંગરોની હારો આવેલી છે; અને તેમાં બધી નદીઓનાં મૂળ છે, તે ચારે દિશા તરફ વહે છે. ઉત્તર ને પૂર્વ દિશા તરફ દરીઓ નથી, તોપણ તે તરફ નદીઓ વહે છે, અને ત્યાં સમાઇ જાય છે. કારણ કે આ ભાગ નીચો છે. તેથી ચોમાસામાં પાણી ભરાઇ રહે છે. તે પાણી ભાંભળુ થઇ જાય છે, તેથી ત્યાં અગાઉ દરીઓ હશે એમ અનુમાન થાય છે. કાઠિઆવાડની વચ્ચે ડુંગરા હોવાથી તેની જમીન ઘણી ઉંચી ને કાંકરીવાળી છે. ઉત્તરની નદીઓમાં પાણી થોડું વહે છે, અને કેટલીકમાં તો બિલકુલ વહેતું નથી. મધ્ય ભાગની નદીઓમાં થોડું પાણી હોય છે, અને દક્ષિણની નદીઓમાં બારે માસ પાણી પહોંચે છે.

---

# પર્વતો.

કાઠિઆવાડમાં ધારો ને ડુંગરો ઘણા છે, પણ ઉંચા પર્વતો પાંચ છે.

૧ ચોટીલો—એ કાઠિઆવાડની વચ્ચોવચ્ચ આવેલો છે, તેના ઉપર વનસ્પતિ બહુ ઉગતી નથી. પણ ઘાસ બહુ થાય છે.

૨. બર્ડો—આ પર્વત મધ્ય ભાગમાં કરોડની પેઠે આવેલો છે તેથી તેનું નામ બર્ડો પડયું છે. તેની ઉંચાઇ ૨૦૦૦ ) ફુટ છે. તેમાં વાંસની પેદાશ સારી થાય છે.

૩ **ગીરનાર**—બધા પર્વતો કરતાં આ પર્વત વધારે ઉંચો છે, તેની ઉંચાઈ ૩૬૦૦ ફુટ છે. તેના ઉપર હિંદુ, જૈન અને મુસલમાન લોકોનાં જાત્રાનાં ઠેકાણાં છે.

૪ **ગીર**—કાઠિઆવાડમાં ઘણા ડુંગરાઓનું ૩૦ મેલ લાંબું અને ૧૦ મેલ પહોળું જંગલ છે. તેમાં ઘણી જાતની વનસ્પતિ ઉગે છે અને તેમાં સિંહ નામે જાનવર થાય છે.

૫ **શેત્રુંજો**—આ પર્વત ૨૫૦૦ ફુટ ઉંચો છે. તેના ઉપર શ્રાવક લોકોનાં દહેરાં છે.

---

# નદીઓ.

શુદ્ધ ગુજરાતના જેવી મોટી નદી એકે નથી, પણ નાની નદીઓ ઘણી છે. માત્ર થોડી નદીઓમાં બારે માસ પાણી વહે છે.

**ભાદર**—એ ચોટીલાના ડુંગરમાંથી નીકળીને પશ્ચિમે અરબી સમુદ્રને મળે છે. સૌથી મોટી આ નદી છે. તેના ઉપર જસદણ ને જેતપુર છે.

**શેત્રુંજી**—ગીર પર્વતમાંથી નીકળીને ખંભાતના અખાતને મળે છે.

**ઓઝત**—ગીર પર્વતમાંથી નીકળીને અરબી સમુદ્રને મળે છે. તેના ઉપર વંથળી છે.

**મચ્છુ**—ચોટીલા પર્વતમાંથી નીકળીને કચ્છના અખાતને મળે છે. તેના ઉપર મોરબી છે.

**વઢવાણનો ભોગાવો**—ચોટીલા પર્વતમાંથી નીકળીને ખંભાતના અખાતને મળે છે. તેના ઉપર વઢવાણ છે.

**લીંબડીનો ભોગાવો**—ચોટીલા પર્વતમાંથી નીકળીને ખંભાતના અખાતને મળે છે. તેના ઉપર લીંબડી છે.

**સુકભાદર**—ચોટીલા પર્વતમાંથી નીકળીને ખંભાતના અખાતને મળે છે. તેના ઉપર ધંધુકા છે.

---

## વેપાર ઉદ્યોગ.

કાઠિઆવાડમાં મુખ્ય ધંધો ગુજરાતની પેઠે ખેતીનો છે, અને વેપાર પણ ખેતીની પેદાશનો છે. ખનિજ પેદાશમાં ઈમારતી પથ્થરો છે. અગાઉ લોઢું ગાળવાની ભટ્ઠીઓ ખંભાળીઆ પાસે હતી, પણ હાલ નથી. જંગલની પેદાશમાં ઈમારતી લાકડાં છે. એ સિવાય ભાવનગર, મોરબી ને વઢવાણમાં લુગડાની મીલો છે. મોરબી, શીહોર ને વંથળીનાં તાંબા પિત્તળનાં વાસણો થાય છે. કુંડલા ને ચુડામાં લોઢાનું કામ થાય છે. વઢવાણમાં સાબુ બને છે.

## રેલવે.

આ પ્રાંતમાં આજથી ચાળીશ વર્ષ ઉપર રેલવે દાખલ થઈ છે. તે કાઠિઆવાડના રાજાઓએ બંધાવી છે. તેને કાઠિઆવાડ રેલવે કહે છે.
૧ ધ્રાંગધ્રાથી વઢવાણ, લીંબડી, બોટાદ ને ધોળા થઇને ભાવનગર જાય છે.
૨ ધોળાથી જેતપુર, ધોરાજી ને પોરબંદર સુધી.
૩ જામનગરથી રાજકોટ, ગોંડળ, જુનાગઢ ને વેરાવળ સુધી.
૪ રાજકોટથી વાંકાનેર ને વઢવાણ થઇને વીરમગામ સુધી જાય છે.

આ સિવાય નાની રેલવેઓ ઘણી છે; તે બધી રેલવેઓ મીટર ગેજ (૩॥ ફૂટ પહોળાઈની) છે. રેલવે થવાથી વેપાર વધ્યો છે.

## બંદરો.

કાઠિઆવાડનો દરીઆ કિનારો લાંબો હોવાથી દરીઆ રસ્તે માલ લઇ જવાને અને મુસાફરી કરવાને અનુકૂળ પડે છે. અગાઉના વખતમાં વહાણ માર્ફત મુસાફરી થતી હતી, હાલમાં આગબોટથી થાય છે. તે આગબોટો કરાંચીથી માંડવી (કચ્છ) થઇને દ્વારકા, પોરબંદર વેરાવળ, જાફરાબાદ, મહુવા ને ભાવનગર એ બંદરો આગળ થઇને મુંબઈ જાય છે. હમણાં રેલવે સાથે આગબોટની કંપનીઓ જોડાઇ જવાથી આગબોટનો માલ રેલવેમાં ચડાવી શકાય છે.

# राजकीय बंधारण.

તમે જાણો છો કે કાઠિઆવાડમાં રાજાઓનાં સંસ્થાનો છે. તેની દેખરેખ રાખવાને મુંબઇના ગવર્નર તરફથી એક જુદો અમલદાર છે, તેને **ગવર્નરનો એજંટ** કે એજંટ ટુ ધી ગવર્નર કહે છે; તેનો મુકામ રાજકોટમાં છે. ત્યાં અંગ્રેજી લશ્કરની છાવણી પણ છે.

કાઠિઆવાડમાં નાનાં મોટાં મળીને ૧૮૩ સંસ્થાનો છે, તેના વિસ્તાર પ્રમાણે તેને સાત વર્ગમાં ગોઠવીને ચડતી ઉતરતી સત્તા નક્કી કરી છે. **જુ**નાગઢ, **જા**મનગર, **ભા**વનગર, **ધ્રાં**ગધ્રા, **ગોં**ડળ, **મો**રબી, **પો**રબંદર ને **જા**ફરાબાદ એ આઠ પહેલા વર્ગનાં સંસ્થાનો છે. **વાં**કાનેર, **પા**લીતાણા, **ધ્રો**ળ, **લીં**બડી, **રા**જકોટ ને **વ**ઢવાણ એ છ બીજા વર્ગનાં સંસ્થાનો છે. બાકીનાં ત્રીજાથી સાતમા વર્ગો સુધીમાં આવી જાય છે.

કાઠિઆવાડ મોટો પ્રાંત હોવાથી એજંટ ટુ ધી ગવર્નરને મદદ કરવાને ચાર પ્રાંત ઠરાવીને તેના ઉપર **પોલિટિકલ એજંટ** નીમેલ છે.

| પ્રાંતનું નામ. | સદર સ્ટેશનનું નામ. |
|---|---|
| ઝાલાવાડ. ... ... ... | વઢવાણ. |
| હાલાર. ... ... ... | રાજકોટ. |
| સોરઠ. ... ... ... | જેતલસર. |
| ગોહિલવાડ. ... ... ... | સોનગઢ. |

એજંટ ટુ ધી ગવર્નર સામાન્ય દેખરેખ રાખે છે. ઇન્સાફના કામમાં મદદ કરવાને તેના હાથ નીચે **જુડિસિયલ પોલિટિકલ એજંટ** છે. એજન્સિમાં બનતા ગુના પકડવાને અને સુલેહ જાળવવાને **પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ** છે. દેશી રાજાઓ **દિવાન** કે **કારભારી** માર્ફત બધો વહીવટ ચલાવે છે.

આ ચાર પ્રાંતો સિવાય ગાયકવાડી અમરેલી પ્રાંત મળીને કાઠિઆવાડના પાંચ વિભાગ પડે છે.

---

## ઝાલાવાડ પ્રાંત.

આ પ્રાંત કાઠિઆવાડની ઉત્તરે કચ્છના રણની અડોઅડ છે, તેમાં **ઝાલા** રજપુતોનાં સંસ્થાનો હોવાથી તેનું નામ **ઝાલાવાડ** પડ્યું છે. વિસ્તારમાં અમદાવાદ જિલ્લા જેવડો છે, વસ્તી ૩ લાખ માણસની છે.

**પર્વત**—ચોટીલો.

**નદીઓ**—વઢવાણનો ભોગાવો, લીંબડીનો ભોગાવો ને સુકભાદર.

**મુખ્ય સંસ્થાનો**—ધ્રાંગધ્રા, વાંકાનેર, વઢવાણ ને લીંબડી.

**રાજ્યો**—**ધ્રાંગધ્રા** આ પ્રાંતમાં આ મોટામાં મોટું સંસ્થાન છે, તેનું ક્ષેત્રફળ ૧૦૦૦ ચો. મા. છે. રાજકર્તાને **રાજ કહે** છે. તેની રાજધાનીનું **શહેર ધ્રાંગધ્રા** (૧૫૦૦૦) છે. ત્યાંના ઇમારતી પત્થર વખણાય છે. **વાંકાનેર** (૧૦૦૦૦) મચ્છુ નદીના કાંઠા ઉપર વાંકી બાંધણીનું **શહેર** છે. **લીંબડી** (૧૧૦૦૦) એ વિસ્તારમાં ધ્રાંગધ્રા કરતાં અડધું બીજા વર્ગનું રાજ્ય છે. **વઢવાણ** (૧૫૦૦૦) એ લીંબડીથી વિસ્તારમાં અડધું છે. અહીંનો દેશી સાબુ વખણાય છે. ભોગાવો નદીને કાંઠે **વઢવાણ કાંપ** છે, તેમાં આ પ્રાંતનો પોલિટિકલ એજંટ રહે છે; અને તાલુકદારોના કુંવરોને ભણવાને નિશાળ છે.

---

## હાલાર પ્રાંત.

આ પ્રાંત કચ્છના અખાતની દક્ષિણે અને કાઠિઆવાડની વાયવ્યે આવ્યો છે. અગાઉ **હાલાજી** જાડેજાએ આ પ્રાંત જીત્યો હતો, માટે તેના નામ ઉપરથી **હાલાર** પડ્યું છે. ક્ષેત્રફળમાં અમદાવાદ જિલ્લા કરતાં બમણો છે, પણ વસ્તીમાં તેના કરતાં ઓછો છે. આ પ્રાંતમાં ધારો, ડુંગરો અને રેતાળ ભાગ ઘણો છે. દક્ષિણના ભાગમાં ખેતી સારી થાય છે.

**મુખ્ય પર્વત**—બરડો ને ચોટીલો.

નદીઓ—મચ્છુ, આજી, ને ભાદર.

મુખ્ય સંસ્થાનો—નવાનગર, ગોંડળ ને મોરબી, રાજકોટ ને ધ્રોળ.

રાજ્યો—નવાનગર રાજ્યનું ક્ષેત્રફળ અમદાવાદ જિલ્લા જેવડું છે; અને વસ્તી સવા ત્રણ લાખની છે. રાજકર્ત્તાને જામ કહે છે, તેથી રાજધાનીના શહેરને નવાનગર કે જામનગર (૫૪૦૦૦) કહે છે. અહીં કંકુ, બાંધણી ને રેશમ બને છે. ખંભાળીઆ પાસે લોઢાની કાંકરી જડે છે, પણ લોઢું ગાળવામાં આવતું નથી. ગોંડળનું સંસ્થાન વિસ્તારમાં ધ્રાંગધ્રા જેવડું છે; પણ વસ્તીમાં બમણું છે. તેની રાજધાની ગોંડળ (૧૫૦૦૦) છે, ત્યાં ગરાસીઆના કુંવરોને ભણવાને કૉલેજ છે. બીજું ગામ ધોરાજી (૨૪૦૦૦) છે. મોરબીનું સંસ્થાન ગોંડળથી નાનું છે, તેની રાજધાની મોરબી(૧૫૦૦૦)મચ્છુ નદીને કાંઠે છે. તે નદી ઉપર ૬૨૫ ફૂટ લાંબો ઝુલતો પૂલ જોવા જેવો છે. રાજકોટ એ બીજા વર્ગનું સંસ્થાન છે. અહીં કાઠિઆવાડના એજંટ ટુ ધી ગવર્નરનો મુકામ ને લશ્કરી છાવણી છે, અને રાજાઓના કુંવરોને ભણવા માટે રાજકુમાર કૉલેજ છે.

---

## सोरठ प्रांत.

આ પ્રાંત કાઠિઆવાડની દક્ષિણે અરબી સમુદ્રને અડીઅડ આવ્યો છે. ક્ષેત્રફળમાં સુરત જિલ્લા કરતાં ૬।। ગણો, પણ વસ્તીમાં તેની બરાબર છે. મુખ્ય પર્વતો—ગીરનાર ને ગીર. ગીરમાં તુળસીશ્યામ આગળ ઊના પાણીના કુંડો છે.

નદીઓ—ભાદર ને ઓઝત.

મુખ્ય સંસ્થાનો—જુનાગઢ, પોરબંદર ને જાફરાબાદ.



જુનાગઢનો ગીરનાર પર્વત.

**રાજ્યો—જુનાગઢ** આ સંસ્થાન કાઠિઆવાડમાં પહેલા નંબરનું છે, તે ક્ષેત્રફળમાં અમદાવાદ જિલ્લા કરતાં થોડું નાનું, પણ વસ્તીમાં અડધું છે. રાજાને **નવાબ** કહે છે. તેની રાજધાની ગીરનાર પર્વતની પાડોશમાં **જુનાગઢ** ( ૩૫૦૦૦ ) છે. બીજું ગામ **વેરાવળ** અરબી સમુદ્રને કિનારે બંદર છે; તેની પાડોશમાં સોમનાથ મહાદેવની જાત્રા છે. **પોરબંદર** આ સસ્થાન કાઠિઆવાડની પશ્ચિમે દરીઆ કિનારે છે. તે વિસ્તારમાં જુનાગઢ-થી પાંચમે ભાગે છે, તેની રાજધાની **પોરબંદર** ( ૨૩૦૦૦ ) છે. તેનું બીજું નામ **સુદામાપુરી** છે. **જાફરાબાદ** એ તાલુકો જંજીરાના નવાબને તાબે છે.

આ પ્રાંત અસલ સૌરાષ્ટ્ર નામથી ઓળખાતો તે ઉપરથી આજ પણ સોરઠ કહેવાય છે.

## ગોહિલવાડ પ્રાંત.

આ પ્રાંત કાઠિઆવાડના અગ્નિ ખુણામાં આવ્યો છે, તેનું ક્ષેત્રફળ ગાયકવાડી રાજ્યથી અડધું છે, પણ વસ્તી ચોથા ભાગની છે. ઘણું

ખરાં સંસ્થાનો ગોહિલ રજપુતોનાં હોવાથી તેનું નામ **ગોહિલવાડ** પડ્યું છે. મુખ્ય પાક શેરડી, કપાસ ને ઘઉં છે.

**मुख्य पर्वतो**—વાળાકગીર ને શેત્રુંજો. તેના ઉપર જૈન લોકોનાં દહેરાં છે.

**नदीओ**—શેત્રુંજી, કાળુભાર ને સુકભાદર.

**मुख्य संस्थानो**—ભાવનગર, પાલીતાણા ને જસદણ.

**राज्यो**—**भावनगर** આ સંસ્થાન જુનાગઢથી નાનું છે, પણ વસ્તી વધારે છે, એટલે ૪૪૦૦૦ની છે. રાજકર્ત્તાને **મહારાજા** કહે છે. તેની રાજધાની ખંભાતના અખાતને કિનારે **भावनगर** ( ૬૦૦૦૦ ) છે. આ શહેર કાઠિઆવાડમાં મોટામાં મોટું છે. તે બંદરે વેપાર બહોળો ચાલે છે. બીજાં ગામોમાં **शिहोर**નાં તાંબા પિત્તળનાં વાસણો વખણાય છે. **गढडा**માં સ્વામીનારાયણના ધર્મનું મોટું ધામ છે. **पालिताणा** આ સંસ્થાન ખંભાતના રાજ્ય જેવડું છે. રાજધાની શેત્રુંજાના ડુંગરની તળેટીમાં **पालिताणा** ( ૧૦૦૦૦ ) છે.

---

# अमरेली प्रांत.

કાઠિઆવાડમાં ગાયકવાડ સરકારનો જે છૂટો છૂટો મુલક આવ્યો છે, તેનો અમરેલી પ્રાંત બનાવ્યો છે; તે વિસ્તારમાં ગાયકવાડી રાજ્યનો સાતમો ભાગ છે, અને વસ્તી પોણા બે લાખની છે.

**नदीओ**—શેત્રુંજી, શીંગવડો ને સોમત.

**शहेरो**—**अमरेली** ( ૧૫૦૦૦ ) આ પ્રાંતની રાજધાની છે, તેમાં દેશી વણાટ ને રંગાટનું કામ સારૂં થાય છે. ધારીમાં ગાયકવાડી લશ્કરની છાવણી છે. **द्वारका** એ આરબી સમુદ્ર કિનારે જાત્રાનું ઠેકાણું છે. **शंखोद्धार** એ કચ્છના અખાતમાં નાનો બેટ છે, તે જાત્રાનું ઠેકાણું છે.

---

# ફીરંગીનાં સંસ્થાનો.

**દીવ** કાઠિઆવાડની દક્ષિણે આઠ મૈલ લાંબો ને બે મૈલ પેટ છે. **દીવ** શહેર છે. અહીઆં કચકડાંનો સામાન અને દેશી : કામ સારૂં થાય છે. **દમણ** સુરત ને થાણા જિલ્લાઓની વચ્ચે આ સંસ્થાન છે. તે સિવાય થાણા જિલ્લાની અંદરના ભાગમાં નગર નામનો તાલુકો છે, તે બંને વિસ્તારમાં ખંભાત રાજ્ય જેવડા છે. સંસ્થાનોમાં પોર્ટુગીઝ [ ફીરંગી ] સરકારના ગવર્નરો દેખરેખ છે. તેની પેદાશ ડાંગર, ઘઉં ને તમાકુ છે.

---

# સંક્ષિપ્ત વર્ણન.

**પર્વતો**—ગીરનાર, ગીર, બર્ડો, ચોટીલો, શેત્રુંજો, આબુ, આરાસુર, પાવાગઢ અને સાતપુડો.

**નદીઓ**—નર્મદા, તાપી, સાબરમતી, મહી, સરસ્વતી, બનાસ, હાથમતી, દાઠર, ભાદર, ઓઝત, શેત્રુંજી, આજી અને મચ્છુ.

**અખાત**—કચ્છનો અખાત અને ખંભાતનો અખાત.

**ભૂશિર**—દ્વારકા અને દીવ.

**બંદરો**—જામનગર, દ્વારકા, પોરબંદર, વેરાવળ, જાફરાબાદ, મહુવા, ભાવનગર, ધોલેરા, ખંભાત, ભરૂચ, સુરત, ઓરપાડ, ને વલસાડ.

**બેટો**—શંખોદ્ધાર, દીવ અને પીરમ.

**જાત્રાનાં ઠેકાણાં**—દ્વારકા, ગીરનાર, પ્રભાસપાટણ, શેત્રુંજો, અંબાભવાની, બહેચરાજી, સિદ્ધપુર, ડાકોર, ચાણોદ, શુકલતીર્થ, વડતાલ, બહુધાન ને ઉદવાડા.

**હવા ખાવાનાં ઠેકાણાં**—વેરાવળ, આબુ, ડુમસ, અને તીથલ.

**ઊના પાણીનાં ઝરણાં**—તુળસીશ્યામ, લસુંદ્રા, અને દેવકીઉનાઇ.

---